ખાસ-ખબર.

# નીલમ અને માણેક.

સચિત્ર નવલકથાની નવીન આવૃત્તિના **આઠ ભાગની કિમ્મત,** ફેબ્રુવારી ૧૯૧૭ થી-દરેક **બે ભાગ** સાથે બાંધેલાના રૂ. સવા બે, અને **આઠ ભાગના** રૂપિયા **આઠ** રાખવામાં આવી છે.

ઠે, કિન્ડરગાર્ટન સ્ટોલ-
ગિરગામ બેકરોડ-મુંબઈ. } ગો. ક. દેલવાડાકર.

દેલવાડાકર—વાર્તામાળા—નં. ૨૫

# લીનાં

અથવા

# બ્રીફલેસ—બેરીસ્ટર.

## ભાગ ૧ થી ૪

સચિત્ર—( સંપુર્ણ ) નવલકથા.

લેખક તથા પ્રકાશક,
ગો. ક. દેલવાડાકર.
કિન્ડરગાર્ટનીસ્ટ—મુંબઈ



આવૃત્તિ પહેલી. પ્રત ૫૦૦
સંવત ૧૯૭૩— —સને ૧૯૧૬.

અમદાવાદ.

ધી ગુજરાત પ્રિન્ટીંગ પ્રેસમાં શા. સોમાલાલ મંગળદાસે છાપ્યું.
ઠે પાંચ કુવા—ચાર રસ્તા.

કિંમત રૂપિયો દોઢ.

# અર્પણ.

અમારા હિત-શત્રુઓ, અને હેતના કડકાઓ !!

તમારી અશુભ વાણી, અને ઇર્ષાના હૃદયથી, અમે સદા ચોંકતા રહીને, ઉદયનાં પગથીયાં પર ચડી શકીએ છીયે; તેના અખંડ સ્મરણાર્થે, આ "ફ્રીફ્રૈસ-બેરીસ્ટર" નું પુસ્તક તમારા નિવૃત્તીના નિંદ્ય-આનંદ માટે, અર્પણ કરવામાં આવે છે, તે આ ભવ અને પરભવમાં સ્વિકારજો !!—

લેખક.

# પ્રસ્તાવના.

ગુર્જર સાહિત્યમાં નવલકથાનાં ક્ષેત્રને. કલ્પનાહીણ બનાવી દીધું છે, એ સામાન્ય, જનવર્ગની ફરિયાદ બહુધા યોગ્ય છે! જમાનાને અનુસરતા ઉત્તરોત્તર સમયનું તાદૃષ ચિત્ર, તેનાં મૂર્ખ સ્વાભાવિકપણાં સહિત તદ્રૂપ કલ્પનાથી ભૂષિત પ્રકટાવવાની શક્તિ, જો કે સર્વમાં હોતી નથી! કેટલાક પારકા લેખપરથી ભાષાન્તરરૂપે પ્રકટાવીને સાહિત્ય-સેવા કરે છે. કેટલાક એની એજ કલ્પનાને આમતેમ મચડી-કચરી પોતાનું બુદ્ધિબળ દેખાડે છે; એમ થવાથી આપણાં રસજ્ઞ, સ્વકલ્પિત, અને સમયકાળની સ્થિતીનું વાર્ત્તા-સાહિત્ય નાશ પામે છે! સમયના લોકવ્યવહાર, ધાર્મિક સંસ્થા, વ્યવહારીક સુધારા, દેશકાળનો ઉદયાસ્ત અને રાજકીય બંધારણની હાલતનું દિગ્દર્શન કરવા, કરાવવા માટે, દરેક સમયની સ્થિતી નવલકથાદ્વારા, ઇતિહાસ રૂપે અવિચળ રહેવાની જરૂર છે.

જ્યારે આ વસ્તુનો અભાવ છે, ત્યારે બે ચાર ગણ્યાં-ગાંઠ્યાં પુસ્તકોના જીવન ઉપર પણ કેટલાક દોઢ ચતુરોની આંખ ઠરતી નથી! જે દોષરૂપ જ છે, તે દોષ જોયાજ કરવાના; કેમકે તેના નેત્રમાં કમળો છે!—

માનસિક વૃત્તિનો તદ્વત્ ચિતાર ચિતરતાં કેવળ નીતિનાજ નિબંધની કે શબ્દ-સંકળનાની નવલકથામાં આશા રખાતીજ નથી. પાત્રજનની અભિરૂચી અને પ્રકૃતિનું ચિત્ર તો તે જે રૂપમાં હોય, તેમાંજ મુકાય છે, ને તેવાં આલેખાયલાં ચિત્રોને સ્વાભાવિકપણાના (Naturalety) જાણવા પારખવાની અછતને લીધે, કોઈ ઇર્ષા કરતા જણાય, તો તેમને મુબારક!

આ નવલકથાનો પ્રથમ ભાગ "**બેરીસ્ટરની બૈરી**" નામે નવી બીજી આવૃત્તિમાં જન્મ પામ્યો છે; તે માંહેનું બાકી રહેલું પાત્ર-મંડળ આ નવીન ગ્રંથમાં પુર્ણજીવન પામ્યું છે.

વાર્તાના ભાવ અને વસ્તુ-દર્શન, જગતમાં જેને જે અનુભવ થયા હોય, તેને લાગુ પડી જાય છે; ને તેથી તેના પર તેમને ખેદ કે હાસ્ય થાય છે, ક્રોધ કે આનંદ પણ થાય છે; પણ તેથી લેખકનો શો દોષ ? ઘુવડ દિવસે ના દેખે, તેમાં સૂર્યનો વાંક ? સાકર ખાવાથી ગર્ધવો મરી જાય, તેથી શેરડીના વાડ કાપી નંખાય !—

જીવન-કર્મ સુધી પ્રયત્ન તો કરવોજ પડે છે. દરજીનો દીકરો જીવે, ત્યાં સુધી સીવે છે !—

કિન્ડરગાર્ટન સ્ટોલ
ગિરગામ બેકરોડ
ડીસેમ્બર ૧૯૧૬
માર્ગશાર્ષ ૧૯૭૩.

ગો. ક. દેલવાડાકર.
(લેખક)

ॐ

દેલવાડાકર વાર્ત્તામાળા નં.

# લીનાં

અથવા

# મિફલેસ—બેરીસ્ટર.

અદેખી આંખના કીડા, જુએ છે પ્રેમીને કામી;
અભાવે શર્કરા કંકર સમી લાગે નજર ખામી.
શીરીન ફરહાદ મજનુ ને રસિક લયલા અનુગામી,
કહી શકશો કહોને કોણ, પ્રીતિ વૈકુંઠે ના જામી?

## પ્રકરણ ૧ લું.

### પ્રેમ—કથાનાં સંસ્કારી પાત્રો.

રસિલો કંથ કુબજાનો—વળી એ નાથ ગોપીનો—
ન મનમાં ભેદ છે જુદો, મુકુટ ને ટોપ ટોપીનો!
કહો ક્યાં કૃષ્ણની શક્તિ, કરે છે જગતો ભક્તિ—
પ્રીતિની લક્ષણા માયા, મીલાવે દેહની મુક્તિ!

મનોહર ચન્દ્રિકા દેવી—રજનીદેવી, યુવાન અવસ્થાના અંકુરોમાં મસ્ત બની રહી છે. સમુદ્ર સાથે ગેલ કરે છે.

---

જોઈ ચન્દ્રને સાગર સુસ્નેહી પ્રેમના મોઝાવડે,
ઉછળી રહેલો વેગમાં, વ્હાલાં તણાં વ્હાલપ મળ્યે;
આકાશમાં છે એક, ને બીજો ભૂમિપર ઉછળે.
પ્રેમી તણાં અંશો, પ્રભુના પીંડમાં પણ સાંપડે !

---

મુંબઇ નગરીના પશ્ચિમ કિનારાપર મહા માતા મહાલક્ષ્મીના સમુદ્ર કાંઠા સામે, તોપખાનાની નજદીકમાં, ઉચી ટેકરી પર એક ન્હાનો પણ સુંદર બંગલો, યુવાન દમ્પતીના સુખવાસી આનંદનું વિશ્રામ—સ્થાન થઇ પડયું છે. આ નિવૃત્તાલયમાં પેલી લટીયર લવલી **લીનાં**—પ્રેમનાં પાત્રરૂપે, બેરીસ્ટરની બૈરીની નવલકથામાં, બેન્ડ સ્ટેન્ડપર, રમતાં પંખીડાં સમાન ઉડતી આશાના નાવમાં બેઠેલી આપણે જોઇ—ને તે પછી એજ કુમારિકા, વિકટોરિયા ગાર્ડનમાં, નિરાશાના તરંગો વચ્ચે અથડાતી, નિહાળી, એજ યુવાન ગોરી રૂપસુંદરી પોતાના ભાવીના ભરથાર જ્હોન સાથે, એકાન્ત અગાશીમાં ગેલ કરતી—મુખમાંથી હસતાં હસતાં જાણે સમુદ્રમાંથી સાંપડેલા મોતી ખરી પડતાં હોય, ને ને પાછાં સમુદ્ર, ઝીલીને એકઠાં કરતો હોય, તેવાં રમતીયાળ—રમતમાં આવેલાં દેખાતાં હતાં. ચન્દ્ર જ્યારે ભાન ભૂલીને—અદેખો બનીને, આ પ્રેમી જોડલાંને તેનાં શિતળ તીર મારી, શાન્તિ માનતો હતો, ત્યારે આ જોડલાં તો તેથી વધુ આનંદ પામતાં હતાં. કેમકે વિયોગીને* એ

---

* चंद्रश्चंद्रकरायते मृदुगतिर्वातोपि वज्रायते
माल्यंशुचिकुलायते मलयजोलेपुष्पलिंगायते ।
रात्रिपुष्पशलायतेविधिवशात् प्राणोभिमारायते
साहंत प्रमदावियोगसमये संहारकारायते—

કીરણો દુઃખકર થાય છે !

આ સુંદરિકા, પોતાના ભાવી નાથને ભેટીને, પોતાના ઉપર પડેલી વિયોગ-વિપત્તિનું, પ્રેમ હૃદયથી ઉભરાતા અશ્રુ સાથે વર્ણન કરતી હતી—જ્હોન તેને હૃદયના આત્મીક ભાવથી એક દેહરૂપ પાત્રથીં ભીંજાવતો હતો, ત્યારે પાછળના બંગલામાં નવીન કૌતુક બન્યું હતું. અને તે આ મધુર પ્રેમીયોના રસિક સમયમાં કંઇક ભંગ પાડતું જણાતું હતું. !

વાંચનાર ! તું આ **" લીનાં "** ને જાણતો હઇશ; અગર ન જાણતો હોય, તો તેની કથા સંભળાવું છું.

**" બેરીસ્ટરની બૈરી "** નામની નવલકથામાં આ પાત્ર વિશલપુરના રાજવૈભવી ઠાકાર સાહેબ સાથે મહારાણીની કમ્પેનીયન તરીકે, જ્હોનના પ્રેમ વિયોગે, તેના પિતા સાથે ગઈ છે—એટલુંજ અત્રે કહેવું બસ છે: વિશેષ વર્ણન તો **" બેરીસ્ટરની બૈરી "** વાર્ત્તા વાંચીને તૃપ્ત થજે—પણ તેમાં આ મધુરી લીનાં તો હજી વિશલપુર દરબારમાં રહી છે. અને જ્હોન તો વિલાયત ચાલી ગયો છે. આ બન્નેનો મેળાપ અહીં ક્યાંથી થયો હશે ? આ અધીરો ખુલાસો આપણે જાણવો જોઇએ; અને તે પ્રસંગોપાત જાણી લઇશું. પણ અહીં નજીક બંગલામાં જે કોળાહોળ થયો, તેમાં આ જોડાંની રસીલી રાત્રીમાં ભંગ કેમ પડયો ?

આપણો બ્રીફલેસ બેરીસ્ટર મી. સુંદરલાલ જે, વિશલપુર રાજના દીવાનનો દીકરો, અને મહારાજાના કમ્પેનીયન તરીકે વિલાયતથી પાછો ફરીને, પાછો સ્ટેટમાં એજીએટ તરીકે રહેલો હતો—તે આ નજીકના બંગલામાં એક ખૂનના કેસમાં સપડાઇ ગયો હતો—અને તે સંબંધી પુછપરછ કરવાને, એક પોલીસ અમલદાર, આ બંગલા તરફ આવ્યો હતો—નોકરે તેના આવાગમનની ખબર આપી હતી—

વાંચનાર ! વળી આ બ્રિફ્લેસ બેરીસ્ટર સાહેબ અહીં ક્યાંથી ફૂટી નીકળ્યા ! આ કર્મકથા જાણવા જેવી છે. માટે હાલ તો તે પાત્રો તરફ ફરીએ—અને પ્રથમ ખૂનવાળી જગ્યાએ જઇએ, કે ત્યાં શો બનાવ બન્યો છે ?

હોન પદારથ હોત હય, ટળે નહિ પલ સાસ;
પ્રભાતમેં રઘુ રાજ તજી, ચલે ભાવી વનવાસ.

---

## પ્રકરણ ૨ જું.

---

### અજાણ ખૂનના અપરાધી તરીકે બ્રીફલેસ બેરીસ્ટર.

---

મે માસની ગરમીના ઉકળાટથી અકળાઇને, વાલકેશ્વરના પણ શ્રીમાન ગિરિનિવાસીઓ, લક્ષ્મીદેવીની ગરમીનો તાપ સહન નહિ થઇ શકવાથી, આ ગિરિશૃંગ તજીને, મહાબલેશ્વર અને મેથેરાન, નીલગિરી, ને નેનીતાલ, વગેરે શિતળ સ્થળોમાં જઈ વસ્યા હતા.

વાલકેશ્વર લતાનો જો કે કેટલોક ભાગ હીંદુ શ્રીમાનોનો છે; અને તે નિવાસીજનો બહુ થોડે અંશે, આ રૂતુમાં, હવા નિમિત્તે બહાર ગામ જાય છે; પણ જે સમયથી મરકીબાઇની માયા આ પ્રદેશમાં પ્રસરી રહી, તે સમયથી વાલકેશ્વરના શ્રીમંતો યાત્રા પરિક્રમણ નિમિત્તે ચાર—છ માસ ઉત્તર હીંદનાં પવિત્ર સ્થળોમાં ચાલ્યાં જાય છે; એટલે તેઓનો વસવાટ ઓછો હતો. અને સુધારક મંડળ, ગરમીની રજા ભોગવવા અને " વેકેશન એન્જોય " કરવા બહારગામ ઉપડી ગયા હતા.

વાલકેશ્વરનો ગિરિશૃંગ ખાલી જેવો હતો. નિશાચરોના ભય

માટે માત્ર રામોસીયોની કામ ચલાઉ નેમણુક થયલી હતી. અને તેના હાથમાં શ્રીમાનોના રાજમહાલયનો કબજો આવી ગયો હતો. ધનવંતોનાં નાણું બેંકમાં હતાં. અને દાગીના—ઝવેરાત, અનામત માલ તરીકે અમુક મુદત માટે બેંકમાં મુકીને ગયા હતા, એટલે નિવાસાશ્રમમાં ચોરીનો ભય ઓછો હતો, છતાં શાહુકારી દેખાડવાને ભૈયાજી રાખ્યા હતા.

રાત્રીના બરાબર બાર વાગ્યાને સુમારે વાલકેશ્વરનાં પોલીસ સ્ટેશનપર ટેલીફોન આવ્યો, અને તે દ્વારા કોઇ અજાણ્યા, નામ નિશાન નહિ જણાવેલા શખ્સે ખબર આપી, કે "વાલકેશ્વર ને હેન્ગીંગ ગાર્ડનના માર્ગ વચ્ચેની એક ગલીના ખુણામાં, એક શ્રીમંત જુવાન વિધવાનું ખૂન થયલું છે!"

પોલીસ પહેરેગીરે, તરત ટેલીફોન સાંભળીને પોતાના વડા અમલદારને ખબર આપી—અમલદારે પેલા પહેરેગીરને સવાલ કર્યો, કે "ટેલીફોન કહાંસે આયા! કોનસા નંબર થા!" પહેરેગીર જવાબ દઇ શક્યો નહિ! ડીટેકટીવ પોલીસની રીતિ મુજબ ખૂનની તપાસ કરવાનો આ મૂળ મુદ્દો ચુકાઇ ગયો. ખૂનની ખરી બાતમી મેળવવાનો માર્ગ અટકી પડયો.

અમલદાર પેલા પહેરેગીરપર ઘણો ગુસ્સે થઇ ગયો. અને એજ વેળા હથિયાર કબજે કરીને તેને ચોવીસ કલાક બરતરફીનો હુકમ આપી ચોકીમાંજ બેસાડી દીધો.

મી. સેંટ તરત પોતાના મદદગારોને લઇને મજકુર સ્થળે જઇ પહોંચ્યો! છુપી પોલીસનો વડો પોતાની શાન્તિમાં નિદ્રાવશ હતો. મી. સેંટ સાહેબે, તેને પોલીસ સ્ટેશનેથી તરત ખબર આપી, અને અહીં તપાસ માટે આવ્યો.

આ બંગલો અંદરથી ઉઘાડો જણાતો હતો, પણ તેનો ગેટ બંધ

હતો. એક પોલીસ સિપાઇ, દિવાલપર ચડીને અંદર ગયો. અને નજીકના તબેલામાં સુતેલા ઘોડાવાળાને જગાડયો.

મધ્યરાત્રે સિપાઇનો સાદ સાંભળીને ઘોડાવાળો ચમકયો, અને પોતીઉ કમ્મરે બાંધતો. આંખ ચોળતો ઉઘાડે અંગે, બહાર આવ્યો. પોલીસે તેને ગેટનો દરવાજો ઉઘાડવા હુકમ કર્યો—ઘોડાવાળો ભાણીયો ગભરાતો—અકળાતો કુંચી લઇને દરવાજો ઉઘાડવા દોડયો. દરવાજા નજીક જતાંજ સાહેબને જોયો, ને તેના હાંઝા ગગડી ગયાં, સાહેબે હાથ પકડીને એક તમાચો લગાવી દીધો, ભાણીયાથી બૂમ પડાઇ ગઇ, તેવોજ બીજા સિપાઇએ મોં આગળ હાથ ધરી દીધો. સાહેબે ધીમા અવાજે પુછયું,

" ઇધર કૌન રહેતા હય. ઔર કોન આતા—જાતા હય ? "

" છાબ ! ઇંતો હું ને મ્હારી બાઈ છિવાય કોઇ રેતું છે નથી, કોઇબી આવતું જાતું છે નથી. "

" કાફરકા બચ્ચા ? જુઠૂ બોલતા હય ! બાતે છુપાતા હય ? આજ શ્યામકો ઔર રાતકો કૌન આયા થા ? "

" કોઇબી નીં છાબ ! આપના છમ ? " ભલા ભાણીયાએ ભોળપણમાં ભાંગરો વાટયો, સાહેબ વધારે શકમંદ થયો. અને ભાણીયાને લઇને બંગલામાં ગયો.

આહા ! એક ગૌરવરણી, કોમળ તનની, ને સુંદર ગાત્રની, યુવાનીમાં લચેલી, વિખરાયલા વાળ સાથે ઉઘાડી આંખે, બે હાથ છુટા કરીને પ્રભુના આશરામાં પ્રાણ મુકી, દેહને અચેત જમીનપર ઢાળી પડી હતી. કોઇ પણ જોનારને તેની સુંદરતાપર મોહ થાય, કોઇ પણ પ્રેમીને તેનાં સુંદર વદનપર દયા આવે ! કોઈ પણ ઘાતકીને તેનો ભાવ મેળવવાની લાલચ થાય !—

નમણી અને ગોરી સુંદરી જાણે પરિતાપથી ચીમળાયલું કુસુમ

કેમ. નરમ થઇ ગયું હોય, જાણે પરિશ્રમથી સગર્ભા કેમ જાણે સહજ ચાલવાથી શ્રમિત થઇને મોંપર શીકાશ આવી ગઇ હોય, એવી આ દુઃખિ મોહિની દેખાતી હતી ! એ દુઃખિયારી હતી ખરી, તેમજ તે વિધવા હતી. અને હીંદુવય પ્રમાણે જો કે તેને સૌભાગ્ય–સુચક પોશાક તજવો પડયો હતો, તોપણ બાળવયની આશાવંતી સ્ત્રી હોવાથી જુવાન અને લાડકી હોવાથી, માએ સેંથાની પાંથી, ને હાથમાં સોનાની અંગડી રાખી હતી—સફેદ મલમલનો સાળુ ને સફેદ ચોળી, કસકસંતા બદનમાં પહેરતી હતી—વાળ સુંવાળા—રૂપાળા છુટાજ રાખીને ચાલતી—અને તે કમર તજીને ગંડસ્થળ સુધી પહોંચતા હતા—છાતીનો ભાર વધારે લચકતો હતો, આ સર્વ ચિન્હો, તેણીને વૈધવ્ય દશામાંથી વિરક્ત કરનારાં હતાં. મુંબઇના મંદિરોના સ્પર્શથી મુક્તિ થવા બદલે તેને પાપના પુંજમાં નાખનારાં હતાં; તોપણ આ યૌવનસુંદરીની ધનવંત અવસ્થા, અને મોટા ઘરની લક્ષ્મીવતી વિધવા હોવાથી તે અનિંદ્ય હતી—વળી ભગતડી—સાધુડીરૂપે રહેલી હતી, એટલે જગત ઠગાતું હતું. તેનું મન તો વિલાસી હતું.

આ મહા રૂપવતીનું ખૂન કાં તો ધનની લાલચે અથવા તો તનના ગૌરપણાને લીધે થયું હોવું જોઇએ, એવી કલ્પના થતી હતી, કાં તો તેના કોઇ આશકે, એ સ્ત્રીના પવિત્ર ધર્મ જાળવવાના આગ્રહે, દાબી નાખી હોવી જોઇએ, અથવા તો ધન લોભ સંબંધે તેનો પ્રાણ ક્હાડી નાખ્યો હોવો જોઇએ, આ કલ્પના ડીટેકટીવો પણ કરતા હતા! સુંદરી સહજ દમ લ્હેતી જણાતી હતી. ને તેથી તેની છેવટની જુબાની લેવા ડીટેકટીવ ગોરો અમલદાર પોતાના સ્ટાફ સાથે બંગલાની અંદરથી બહાર આવ્યો. ઘોડાવાળાને શામદામ ભેદે સમજાવ્યો, પણ એ ભાણીયો એકનો બે થયો નહિ.

ઘોડાવાળાને ચોકના ઓટલા નજીક બેડી હાથમાં નાખીને

બેસાડયો—અને ઓટલા પાસે સિપાઇ બેઠો. એક સિપાઇને બંગલાની આસપાસ ફરતો રાખ્યો. સાહેબ અને તેનો વિશ્વાસુ પગી, ગેટ પાસે આવ્યા; અને આ બાનુના એક શ્રીમંત સગાનો પત્તો મેળવીને તેને ટેલીફોન દ્વારા એકદમ બોલાવ્યો—

એ સગો આવે, તેટલાં સરકારી ડોકટરને તેમજ મેજીસ્ટ્રેટને પણ ટેલીફોનથી ખબર આપી—અને મી. સેંટ પોતાના ડીવીઝનમાં બનેલા બનાવના અપરાધીને શોધી કહાડવાની કલ્પના કરવા લાગ્યો.

હજી દસ મિનિટ થઇ નહિ, ત્યાં બંગલાની આસપાસ ફરતા રામોસીએ, બંગલાની દિવાલની અંદરની એક ન્હાની બારી, જે પાછલા ભાગમાં પડતી હતી, ત્યાંથી કોઇ શખ્સને પસાર થતો જોયો, આ શખ્સ અજાણ્યો, અને ભયથી જાણે ડગલાં, ભરતો હોય તેવો લાગ્યો. સિપાઇને ખરેખર શક ગયો, કે આ શખ્સ કોઈ ભેદી આદમી છે.

સિપાઇએ ધીમે પગલે પોતાના એક સાથીને ચેતવ્યો—ને જ્યાંથી એ શખ્સ આવ્યો હતો, તે દિવાલની બારીના રસ્તાપર જવા ફરમાવ્યું; તે સિપાઇ ગયો—અને આ પેલો શખ્સ અંદર આવવા લાગ્યો. તેવોજ સિપાઇએ પાછળ જઇને તેને પકડી લીધો—અને સિપાઇઓને બૂમ મારી—આ બૂમ સાંભળતાંજ સાહેબ અને સર્વે સ્ટાફના સિપાઇઓ આવી પહોચ્યા—આ બિચારા ભલા શખ્સનાં તો હાંઝાંજ ગગડી ગયાં—તરતજ તેને કેદ કર્યો—સાહેબે તેને પુછ્યું. " તુમ કોન હય ? ઇધર આધી રાતકો, દુસરેકા બંગલાકા કમ્પાઉન્ડમાં કયું આવ્યા ?—

સાહેબના સવાલનો જવાબ આપવાને આ શખ્સ અશક્ત નિવડયો—પોતાનો વાજબી બચાવ કરવાને નિષ્ફળ નીવડયો, શકમંદ સ્થિતી જોઇને સાહેબે તેને પોતાના અપરાધી તરીકે કેદ કર્યો—લગભગ પાંચ–સાત મિનિટ સુધી તેની તપાસ ચાલી—પણ પેલાથી કશું બોલાયું નહિ ! બે ચાર તમાચા ખાધા—હાટેલા પોલીસ તરકડાઓના

ઘાતકી મારનો સ્વાદ ચાખ્યો—કેવલ નિર્દોષ છતાં ભૂલા—ભટકેલા બિચારા આ ગર્ભશ્રીમંત ઘરના જુવાનને ખૂની તરીકે પકડયો ! જ્યારે સાહેબે તેનો વેશ અને દેખાવ જોયો, ત્યારે જરાવારે ધીરજથી જવાબ દેવા ફરમાવ્યું. એ વખતે તે થોડુંક બોલ્યો.

બેરીસ્ટરનું કહેવું કંઇક સાહેબે ખરૂં માન્યું—પણ તરત વેળા આ સ્થળે તેનો કંઇ પણ વિશેષ ખુલાસો સાંભળવા ના પાડી—એટલામાં ડૅાકટર આવી પહોંચ્યાથી, આ શખ્સને પોલીસ સ્ટેશને લઇ જવા સિપાઇઓને હુકમ થયો, ને તે તેને લઇ ગયા !

મી. સેંટ તથા ડૅાકટર બે સિપાઇઓ સાથે ખૂનવાળા બંગલામાં ગયા—પણ અફસોસ ! જે જગ્યાએ બાનુ અચેત પડી હતી, ત્યાંથી તો તે ઉડી ગઇ ! અનેઓમેર જોતાં તેનો પત્તો ન મળ્યો ! મી. સેંટ તો ખરે ઝંખવાણો પડી ગયો. આમ તેમ જોવા લાગ્યો—કોઇ પણ સ્થળે એ બાનુ માલમ ન પડી, ડૅાકટર હેરત થઇ ગયો ! મી. સેંટે ઘણા અફસોસ અને અચરતી સાથે કહ્યુ " વેરી સોરી ! વન્ડરફુલ કેસ ! મુદ્દદું ક્યાં ગયું ! " પોતાની ચાતુરી ચીમળાઇ ગઇ. ડૅાકટર કંઇપણ બોલ્યા વિના નિસાસો મુકીને ચાલ્યા. મી. સેંટ પોતાના સ્ટાફ તરફ રાતી આંખે જોતો નીચે ઉતર્યો—ડૅાકટર અને સાહેબે બે મિનીટ એક તરફ ઉભા રહીને વાત કરી—મેજીસ્ટ્રેટને પણ ખાનગી ખબર કરી. શી વાત કરી, તે સિપાઇઓએ ન જાણી ! ડૅાકટર હજી રવાના થાય, ત્યાં તે બાનુનો એક અલગનો સગો આવી પહોચ્યો મી. સેંટે તેમને આ અજાયબીની વાત કરી—ડૅાકટર પોતાને ઘેર રવાના થયો—અને મી. સેંટ, આ ગર્ભશ્રીમંત શેઠીયાની ગાડીમાં પોતાના સેકશનવાળા બંગલામાં ગયા. મી. સેંટે પેલા પકડાયલા શખ્સને આ ગૃહસ્થની નજરે પાડયો, આહા ! તાજુબી ભરેલી રીતે તેણે આ શખ્સને જોયો ! આ તો મી. સુંદરલાલ બેરીસ્ટર !—

વાંચનાર ! આ સુંદરલાલ પોતાની પ્રીય પત્નિ મનોરમા બી. એ. ના સ્વર્ગવાસ પછી મુંબાઇ છોડી ગયો હતો અને પિતાના તથા સાવકી માતાને તેના પુત્રના મરણ પછી તેનો વારસો લેવા, તથા વિશળપુર સ્ટેટમાં મેજીસ્ટ્રેટ તરીકેની જગ્યાનો ચાર્જ લેવાને નવલ-પત્નિને લઇને, મનુના નિરાશા ભર્યા નિસાસા સાથે તથા ઘેલી લન્ડનની ગોરી મડમડી હેલનના શ્રાપ સાથે વિશલપુરના ઠાકોરની નવી કૃપા મેળવવા અમદાવાદથી ઉપડી ગયો હતો એ બહાદુર બેરીસ્ટર સાહેબ, અરધી રાત્રે આ જગ્યાપર, ખૂનના મહા અપરાધમાં ક્યાંથી ફસી પડયો હશે ?

કુદરતની ગતિ વિચિત્ર છે ! ભલા કામનો બદલો જેમ વહેલે-નહિ તો મોડે છે. તેમ ભૂડાં કામનો બદલો પણ તેવાજ અરસામાં, પુન્ય પરવારી રહ્યા પછી મળે છે. માણસ માત્ર નાહક પોતાના ડહાપણમાં ડોળાઇ મરે છે. પ્રભુની ગતિનો કોઇ પાર પામી શકતું નથી. નાસ્તિકો નાહક ગાડાં નીચે જતાં કૂતરાની ઇચ્છા પ્રમાણે જગતનો ભાર પોતાને માથે ખેંચી લ્હે છે. જે થાય છે, તે કેવલ માણસની ભૂલથી થાય છે ! પણ પ્રભુ જેવું છેજ નહિ, એટલું કહેનારા જખ મારે છે; જ્યારે તેનો પડછંદો કાને સંભળાય છે, ને પડછાયો નજરે પડે છે, ત્યારેજ તે લાચાર બનીને કબુલ થાય છે—કર્યાં કર્મનો બદલો અહીંનો અહીંજ છે. આ હાથે દે, ને આ હાથે લ્હે, એ સર્વ અ-હીંનું અહીંજ છે.

બેરીસ્ટર મી. સુંદરલાલે, જેમ પોતાનો આર્યધર્મ, આર્ય સંસાર અને આર્ય સુખ ગુમાવ્યું તેમ ઇશ્વરે પણ તેને એજ દ્વારા આ સ્થિતીએ પહોચાડયો. આહાર વિહારમાં ભ્રષ્ટ થયો, ધર્મ—કર્મમાં ભ્રષ્ટ થયો, આચાર વિચારમાં ભ્રષ્ટ થયો, માતપીતાને ભૂલી ગયો, દાદા—દાદીને દુઃખિ કર્યાં, પરણેલી સ્ત્રીનો પરિત્યાગ કર્યો ! સ્ત્રીને દગો

દીધાં ! વિદ્યાને લાત મારી ! લક્ષ્મીને દુર કરી, ન્યાય—ધર્મને વિસારી દીધો ! અને માત્ર પોતાનેજ હાથે પોતાનું સુખ સંપાદન કરવા જતાં અંતે ખૂનના મહા અપરાધમાં ફસી પડયો.

વાંચનાર ? વિશળપુર સ્ટેટમાંથી બેરીસ્ટર સાહેબ શી રીતે અહીં આવ્યા ? તે સંબંધી ખૂનના કેસમાંથી જે હકિકત હાથ ચડે ને પહેલાં આ વાર્તા સાથે સંબંધ ધરાવનારી કથા થોડી ત્હારે જાણવાની જરૂર છે.

ડીટેકટીવ સાહેબ તો પોતાના કાર્યમાં તલ્લીન થયો છે, પણ બેરીસ્ટરની કર્મકથા અધુરી રહી ગઇ. તે તરફ આપણે નજર કરીએ ! પ્રથમ વિશળપુર સ્ટેટનો મામલો જોઇએ કે ત્યાંથી બેરીસ્ટર સાહેબ શી રીતે છુટા પડયા ! લીનાં અહીં શી રીતે આવી ચડી ?

## પ્રકરણ ૩ જું.

### વિશળપુર સ્ટેટનો રાજમામલો.

હુન્નર કરે હજાર, ભાગ્ય વીણ મળે ન કોડી,
જાયે દરિયા પાર, અગર લઇ લોટો દોરી;
આગબોટમાં જાય, વેગમાં વિપુ વધારી,
ભાગ્ય તારમાં જઇ, ચાર ગાઉ બેસે અગાડી;
કિરતાર તણા એ ખેલને, પહોંચી નહિ વળાય છે;
માણસ બહુ યત્ન કરે છતાં, હરિનું ધાર્યું થાય છે.

બ્રિટિશ રાજ્યની બોલ બાલા ! બંધ બારણે ભલે તપાસ ચાલે, તો પણ ઇન્સાફ દેવીની દેવડીના તો દરવાજા ખુલ્લાજ રહે ! સ્વાર્થના સંગ્રામમાં લીલાં—સુકાનો ભેદ તો અનાદિ કાળથી વટલી ગયલો છે,

એટલે હીંદુ, મોહમેદન કે અવર રાજ્ય લોભીઓની યુક્તિ–પ્રયુક્તિની પ્રશંસા કે અવગણના કરવી અનુચિત છે; તોપણ એક સામટો સરવાળો લઇને ત્રાજવામાં તોળતાં, કેવળ શુદ્ધ અંતઃકરણે કબુલ કરી શકાય, કે હીંદપર બ્રિટીશ વાવટો અમર રહો.

કેટલાંક દેશી સ્ટેટના સિપાઇઓની જાહોજલાલી યાને જોહાકીનો દોર દમામ, ઈગ્લાંડની સલ્તનતના વડા લશ્કરી અમલદાર કરતાંયે ચડે !! યાને આંબો જ્યારે ફળે, ત્યારે નમે; અને તાડ જ્યારે ફાલે, ત્યારે ઉંચો વધે ! બ્રિટીશ ન્યાય જ્યારે અપરાધીઓનો બચાવ કરવાની તક આપે, ત્યારે દેશી સ્ટેટોના કેટલાંક અંધાધુંધી કારભારમાં, નિર્દોષનાં નામોપર કાળી ટીલી લગાડી, તેનાં તન–ધન ધોળે દહાડે લુટીને, તેને કેદ કરે, અથવા તો દેશ પાર કરે; અને જ્યારે ભાગ્યયોગે તક મળે, ત્યારે પાર્લામેન્ટ કમિટીના કાન ખુલ્લા કરીને બ્રિટીશ મદદથી ન્યાય મેળવે ! એવા પ્રસંગે દેશી સ્ટેટને તેની પ્રજા ચાહે, કે બ્રિટીશ વાવટાને ?

એક કોઈ દેશી રાજાએ ઉડાઉપણામાં રાજનો ખજાનો ખાલી કરી દીધો. રાજાની ઉડાઉ રાજનીતિથી સમજુ ને શાણી પ્રજા ચેતી ગઇ, એટલે પોતાના માલ–થાલનાં રક્ષણ માટે યુક્તિ–પ્રયુક્તિ કરવા માંડી; એક વેળા રાજા પૈસાની તંગીમાં આવી પડયો. અને એ ગામના શાહુકારને પકડયો. લાજમાં રળતો શાહુકાર પગે પડીને બોલ્યો, કે હું માત્ર આબરૂથીજ ઇજતદાર કહેવાઉં છું, મ્હારી કને કશું ધન નથી; તોપણ રાજાએ જોર–જુલમથી બૈરાં–છોકરાંના દાગીના ઉતરાવી, ઘર–બાર લુંટીને રાજની સરહદ પાર કરવાનો હુકમ આપ્યો.

---

* ઇ. સ. ૧૮૬૭ ના 'બુદ્ધિપ્રકાશ' ના એક અંકમાં, જુની દેશી રાજનીતિનો એક દાખલો છપાયલો બચપણમાં વાંચેલો કંઇક યાદ છે, તે અત્રે સ્મરણમાં આવે છે !

શાહુકારની પુત્રવધુ બહુ રૂપાળી તેમજ ચચળ હતી-તેણે થોડી થોડી રકમ એકઠી કરીને છાણામાં દબાવેલી, તેનું મોઢવું સાથે લઇ જવા દેવાને રાજા કને હુકમ માગ્યો-રાજાને કાને એ અરજ સાથે એવી વાત આવી, કે એ સ્ત્રી ઘણીજ ખુબસુરત છે ! રાજાએ પેલા શાહુકારને હુકમ કર્યો, કે "ત્હારી પુત્ર વધુને રૂબરૂ અરજ કરવા મોકલ્યાથી ઘટતો હુકમ આપવામાં આવશે" આ હુકમથી તો શાહુકાર એવડી આફતમાં આવી પડયો. અને "સ્ત્રીની બૂદ્ધિ પાનીયે !" તેમ સ્ત્રીની અક્કલે ચાલવાથી આ પરિણામ આવેલું જોઇને ચિંતાતુર થયો. પોતાને ઘેર જઇને શેઠાણીને આ વાત કહી. બન્ને જણ વિચારમાં પડી ગયાં. પુત્રવધુએ પાછળ ઉભી રહીને સાંભળેલી વાતથી બહાર આવી બોલી. "સાસુજી ? તમે મ્હારા સસરાને રાજગઢમાં મ્હારી સાથે મોકલો-તેઓને મ્હારા રક્ષણ દાતાનો (પહેરેગીર) વેશ લેવો પડશે, એથી આપણું સર્વ સંકટ ટળી જશે. શાહુકારે લાંબો વિચાર કરીને પુત્રવધુની હિમ્મતને ટેકો આપ્યો, ને સસરોતથા વહુ દરબારગઢમાં ચાલ્યાં-રાજાને ખબર કરવામાં આવી. સસરો દરવાજા પાસે બેઠો. ને વહુ અંદર ગઈ. રાજા તો તેને જોઇને દંગજ થઇ ગયો. જેવો તેને ભેટવા ગયો, તેવીજ તેના મોં સામે છરી ધરી દીધી, તરત રાજા શરણાગત થયો. રાજ અને નગરમાં હાહાકાર થઇ રહ્યો, પણ જુલ્મી રાજાના યોગ્ય વલણથી, ને શાહુકારની વહુની હિમ્મતથી સઘળું સમાધાન થઇ ગયું. ને શાહુકાર તેમજ રાજ-પ્રજા સારી સ્થિતીમાં આવી ગયાં-પણ રાજ ઉપર તેના વંશજો માંહેનો ખરો ક્ષત્રી બચ્ચો યુવરાજ પદ પામ્યો, ને રાજ-પ્રજાની આબાદી થઇ !

જે કાળે સુંદરલાલ બેરીસ્ટર, વિશળપુર સ્ટેટના સર ન્યાયાધીશના હોદ્દા ઉપર પધાર્યા, તે વખતે આ સ્ટેટ વિચિત્ર સ્થિતીમાં હતું, એ વાત વાંચનારથી અજાણી નથી. મી. મેકલીનના ગુજરી

જવા પછી, મીસ લીનાં જ્યારે મહારાજાને શરણુ થઇ, અને પોલીટીકલ સાહેબ, મી. સ્ટીલ કફા થયો, તે વખતથી રાજ્યમાં સડો પેઠો. ને સંપ બદલે શત્રુવટ, તથા સુખ બદલે અશાન્તિ વધવા માંડી.

વિશળપુર સ્ટેટની ખટપટ વધારનાર મીસ લીનાં હતી. મહારાજા તેણીનાપર આશક હતો. સ્ટીલ સાહેબને તે પસંદ નહોતું. જુવાન અંગ્રેજ બાળાને એક દેશી ઠાકોરડો પોતાની પ્રિયાંગના કરીને ફરે-હરે, એ આ અંગ્રેજ અમલદારને પસંદ નહોતું; વળી મીસ લીનાં એવી તો ખુબસુરત ને મનમોહક હતી, કે કોઇનું પણ દીલ ખેંચી શકે! વળી ગોરી ચામડીની પાશ્ચિમાત્ય પુતળી, ને રાજતેજમાં રમતી રમણી બાળા હતી, એટલે આ કાળા લોકોમાં તે માનવંતી ને મોહક લેખાતી હતી. એ ખાતર મહારાજા ને સ્ટીલ સાહેબ વચ્ચે ખતરો પડયો હતો. અણબનાવને શત્રુવટ જારી રહી હતી.

બેરીસ્ટરનો બાપ ચંદ્રવદનરાય વિશળપુરનો દિવાન હતો. અને સ્ટીલ સાહેબની ખટપટમાં મહારાજાની કફગીમાં આવી પડયો હતો. અને કમ ભાગ્યે તે કોલેરાનો ભોગ થઇ પડવાથી આખા કુટુમ્બનો ચોવીસ કલાકમાં નાશ થયો હતો. ને તેજ અરસામાં બેરીસ્ટર સાહેબને તાર મળવાથી વિશળપુર ગયો હતો. ત્યાં પીતા તથા સાવકી મા અને ભાઇને સ્વર્ગે પહોંચાડીને, પાછો મુંબઇ ફરતાંજ, પેલી હેલનના લેટરે ઝગડો જગાડયો હતો. મનુનું માથું ફરી ગયું હતું, ને કૃષ્ણલાલ સોલીસીટરે ઘર જમાઇ ધાન–ખાઉ બ્રીફલેસ બેરીસ્ટરને પાણીચું દેઇને બંગલો ખાલી કરી, મનુ સહિત વતન ચાલ્યા ગયા હતા. મનુનું ભાગ્ય તે દિવસથી આથમ્યું હતું. અને શારદાનો સિતારો ચમકયો હતો. આખરે બેરીસ્ટર બે હોદ્દા મેળવવાજ ભાગ્યવંત થયો હતો. એક શારદા જેવી સુંદર સ્ત્રી, ને બીજો વિશળપુર સ્ટેટના ચીફ જડજની પદવી–એથી તેનું ગુમાન વધી પડયું હતું, પણ ત્યાં તેનું શું થયું, એ જોઇએ.

# પ્રકરણ ૪ થું.

## રાજાની દાનત બગડે, ત્યારે રાજ–પાય નબળો પડે.

"યથા રાજા તથા પ્રજા" એ કહેવત ખોટી નહિ હોય! જ્યારે રાજાની દાનત બગડે, ત્યારે રાજનો પાયો નબળો થાય! પ્રજાને લુટવાની ઇચ્છા રાજા કરે, ત્યારે દેશમાં દુકાળ, રાજ્યમાં કુસંપ, અને પ્રજામાં અશાન્તિ પેદા થાય છે. વિશલપુર સ્ટેટમાં એજ પ્રમાણે થવા લાગ્યું. મહારાજાએ લીનાંને પોતાની પ્રીયા તરીકે ગણવાનો ઈરાદો રાખ્યો, અને જનાનામાં રાણીયો વચ્ચે વૈરભાવ ઉત્પન્ન થયો, ત્યારે રાજ અમલ પણ આંધળો થવા લાગ્યો. ખરા પ્રમાણીક અને રાજભક્ત અમલદારો દુર થયા. અને ખુશામતીયા તથા સ્વાર્થી ટોળાંને રાજસ્થાનમાં જગ્યા મળી.

દિવાન ચંદ્રવદનરાય જો કે ધન–લોભી હતો, પણ રાજ્યની બહેતરી માટે એકકો હતો. વિશળપુરના મહારાજાને ગાદીએ લાવવા માટે ઘણીજ ખટપટ કરી હતી. તે ગાદીના કેટલાક નવા હકદારો ઉભા થયા હતા. અને આ ગાદીવારસ જો કે કોઇ પરાયા પેટનો હતો, ખરો ક્ષત્રીબીજ ન્હોતો, તે છતાં તરેહવાર ખટપટ કરીને ગાદી વારસ ઠરાવી દીધો હતો. ને તેથી મહારાજાનો માનીતો થયો હતો. અનેક ઇનામી તક મેળવી હતી. રોકડ રકમ સિવાય બીજી બક્ષીસ હરામ હતી. પ્રદેશી ભાઇ અને વાંદરા જેવાં રમકડાંને ફરતાં વાર શી? આજે મહેરબાની ને કાલે કફા થનારા વ્યસનીયોનો વળી વિશ્વાસ શો? ઘર–બાર કે વાડી–ખેતરો અથવા ગામ–ગરાસ બદલે રોકડ રકમ એકઠી કરી હતી. એવી મતલબે કે જે દહાડે ઓચીતું ને છાનું ઉપડી જવું હોય, ત્યારે સ્થાવર મીલકત ખાતર જીવનો

જોખમ ન થાય! પણ ઇશ્વરનું ધાર્યું જુદુંજ હોય છે.

ચંદ્રવદનરાયે દેશી રાજાની અવકૃપા વેળા છુટવાના ઘણા ઉપાયો રાખેલા હતા, પણ તેણે મેળવેલી મીલ્કત ત્યાંજ રહેવાની હશે એટલે કુદરતે ઓચીંતો ફટકો માર્યો. એકદમ આખા ઘરનાં માણસોને કોલેરા લાગુ પડયો. ને ચોવીસ કલાકમાં સઘળું સાફ થઇ ગયું. બેરીસ્ટર સુંદરલાલ તેનો એકલો હકદાર વારસ હતો. પણ તે મુંબઇથી આવી પહોંચે, તે દરમ્યાન મહારાજા સાહેબે દિવાન તથા તેનાં સર્વ કુટુમ્બને અગ્નિદાહ કરાવી દીધો હતો. ખાસકરીને તે મરનારની કને એકલાખ ને છપ્પન હજારની પ્રોમીસરી નોટો હતી. એ સિવાય દાગીના અને રોકડ પંદરસો જેટલુંજ હતું.

બેરીસ્ટર વિશળપુર આવ્યો, ત્યારે મહારાજાએ તેની યોગ્ય પરોણાગત કરી. અને તેની પરથી મન ઉતારો કરાવનાર તેનો પિતા હતો, એમ પણ જણાવ્યું. હવે પોતાનો ચાહ તેમના પર ચડયો છે, કેમકે નિર્ભય છે, માટે બેરીસ્ટરે સ્ટેટની સરવીસમાં દાખલ થવું. અને મિત્રતા સાંધવી. મહારાજાની આ જુક્તિમાં જે ભેદ હતો, તે કંઇ બેરીસ્ટર સાહેબ પારખી શકયા નહિ. તેમને મહારાજાની મમતા તથા દીલસોજી ખરી લાગી. અને શ્રીફલેસ બેરીસ્ટરે વિશળપુર સ્ટેટમાં આવવાનો ઠરાવ કર્યો. બેરીસ્ટર, સ્ટેટમાં આવ્યા પછી તેના પિતાની જંગમ મીલ્કત સોંપી દેવા મહારાજાએ જણાવ્યું. જે બેરીસ્ટરે પણ તે કબુલ કર્યું. આ ખુશ સમાચાર લઇને બેરીસ્ટર સાહેબ પોતાની સુધરેલી બી. એ. સ્ત્રીને લેવા મુંબઇ પધાર્યા, પણ ત્યાં તો જળમાં દાહ ઉઠેલો દીઠો. અંતે પોતાના સાવકા ભાઇના સગપણવાળી શારદાને પોતેજ પરણ્યો. ને વિશળપુર આવી પહોંચ્યો.

આ વાર્તાનો પાયો અહીંથી શરૂ થાય છે. મહારાજાની દાનત બગડી હતી. દિવાને એકઠી કરેલી દોઢ લાખની મીલ્કત પોતે પચાવી

પાડવી હતી, ને તેથીજ બેરીસ્ટરને બગલમાં લઈ તેને થાપ આ-પવાની હતી.

બેરીસ્ટર, દેશી રજવાડાના પ્રપંચથી અજાણ્યો હતો. ને તેથી તે સજડ થાપ ખાઇ ગયો હતો. દેશી રાજના પ્રપંચોથી તો પ્રભુ પણ કંપતો હશે. એમ બેરીસ્ટરને અનુભવ પછી લાગ્યું હતું. આ પ્રપંચો કેવા પ્રકારના છે, તેનો પણ કંઇક ચિતાર જોઇએ.

---

## પ્રકરણ ૫ મું.

---

### બ્રીફલેસ બેરીસ્ટર !

---

**મેલ જાય ધુએ, ને આદત જાય મુએ.**

"ખરૂં કહેજો, મી. સુંદરલાલ ? આટલાં વર્ષ દરમ્યાન કેટલીવાર એંલેક્ષી હોટેલની મુલાકાત લીધી હતી ? જો જૂઠું બોલો, તો તમારા મરનાર બાપના સમ !" મહારાજાએ બ્રીફલેસ બેરીસ્ટરને બનાવવા માંડયા.

કેટલાક દેશી રાજાઓના મનમાં એવોજ ખ્યાલ બેસી ગયો લાગે છે, કે દુનિયામાં ડહાપણનો વારસો પોતાનેજ મળેલો છે. કેટલાક ખુશામતીયા અને પેટભરા હલકા પ્રકારના લોકો પોતાની હજુરમાં હાં જી હાં કરે, ને રાજનાં રમકડાં થઇ રહે, એટલે રાજા લોકો એમજ સમજે, કે હમારૂં કહેવું, ને કરેલું ખરૂંજ હોય છે. ગરજના માર્યા રાજાની ખોટી વાતને પણ ટેકો આપે ! રાજાઓ મશ્કરી કરીને મન રીઝાવે, નવરા બેઠા નખોદ વાળે, એટલે તેને મન ડાહ્યા ! !

"બાપુ ! આપે અમને પ્રથમથીજ હોટેલ બતાવ્યું, પછી શું

પુછવાનું હોય ?" બેરીસ્ટર અગ્રી થયા.

"તમારાં લેટ વાઇફ તો તમારાં દુઃખ રડીનેજ ગયાં ?"

"તે તો પ્રભુ જાણે, પણ ગયાં તો ખરાં !"

"તેમને તમારી સોસાયટી પસંદ ન હશે !"

"તે તો દારૂ ને મટન વિના ખાતાંજ ન હતાં !"

સર્વે હસી પડયા—પોતે પણ મૂર્ખો હસ્યો.

"બબ્બાની બાટલ કેટલા દહાડામાં કેટલી ચાલે, વારૂ ?"

"એક દહાડામાં એક તો જોઇએજ કની, બાપુ ?" એક હજુરીયાએ પુરવણી કરી.

"વારૂ, કોઇ દહાડો નાચ—ગાણામાં નામ ખરાં કે ?"

"હાજતો ! મુંબઇના શેઠીયાના છોકરાઓના સાથી તો હમારા જેવા નવરાજ કની ? વગર રળેલું ધન, પછી નાંખવું કયાં ?"

"કોઇ એવો બીલ્લુ આપણે માટે શોધી કહાડોને ?"

"આપની પાસે એવો કયો કિમીયો છે કે તે લલચાય !"

"અરે પરોણાગતમાં પુરા કરી દઇશું."

"તો તેવા પણ ધીમે પગલે શોધી કહાડીશું." બેરીસ્ટરે બનાવ્યા. એટલામાં નાટકવાળાછોકરા આવ્યા. સિપાઈ ખબર લાવ્યો. છગનીયો ને મગનીયો બન્ને પધાર્યા. મહારાજાને નમ્યા. ને બેઠા.

"અલ્યા છગન ? તું તો હવે જુવાન બૈરી જેવો બની ગયો !

"અને આ મગનીયો પણ કયાં કાચો છે ! બેરીસ્ટર ? તમને મોહ થાય છે ખરો ?" રાજા સાહેબે કહ્યું.

"આ છોકરાઓને ઘડતાં ઇશ્વર ભુલી ગયેલો લાગે છે.

"એ છોકરાઓ છતાં છોકરીયોજ છે."

"બેરીસ્ટર સાહેબ ? તમે હવે નવો કળા—આદર્શ શરૂ કરો ! નાટક લખવાનો શિક્ષણીય માર્ગ લ્હો ?" મહારાજાએ ટકોર કરી !

"પછી ન્યાયાસન પર કોણુ બીરાજશે?"—

"તે કયાં વારસામાં જડયું છે! કાલે ઉડીને મુંબઇ ગયા, તો ત્યાં કયાં તમારે માટે ખીફ તૈયાર છે? કોઇ છગનીઆ–મગનીયાની જોડી પકડી લ્હેજો, ને એકાદ બે નાટકો ભજવાવજો–એટલે બોલ બાલા!" બીજલસના મસાણી મસ્તાનીયોએ ટકોર ચલાવી!

"બાપુ? આજકાલ હવે અમારા લોકોનું નામ નહિ લેવાય હોં!!" મગનીયે હસીને કહ્યું.

"કાં? શું રાજનો દંડ મળ્યો છે કે?"

"હાજ તો! હવે તમારા જેવા બાપુના પ્રતાપે અમારે કેવળ નાચવાના કામમાંજ જીંદગી ગાળવાના નથી. યુનિવર્સીટીની ઉંચી કેળવણી પામીને અમારા જાતભાઇ કેટલાક બેરીસ્ટર થાય છે. કેટલાક વકીલોને ત્યાં કલાર્ક રહેલા છે. કેટલાક લેખકો બન્યા છે, અને કેટલાક નાટક કંપનીના માલેક બન્યા છે."

"હા. બાપુ! અને કેટલાક પર તો કોઇક શાહુકારની ખાનદાની વહુ–બેટીયો મોહી પડી છે."

"બસ! બસ! બસ! એ છેલ્લો સવાલ સરસ છે. ત્યારે મુંબઇમાં પોલમપોલજ ચાલતું લાગે છે, હોં!" મહારાજાએ કહ્યું.

"તેમાં શું શક? શેઠ જાય વેપલો કરવા, ત્યારે શેઠાણી જાય મંદિરે પેમલો કુટવા!"

"અરે બાપુ! નાટકના છોકરા પર તો મોટા મોટા મુંબઇના શેઠીયા પણ ફીદા છે! આજકાલ અમારો દહાડો તો સાતમા આસમાન ચડી ગયો છે."

"અને શેઠાણીયો ક્યાં કમતી છે! ગોરા ગુલાબ જેવા, બુલબુલનાં બચ્ચાં જેવાં રમકડાં રમાડતાં જાણે મોંના પાણીયે સુકાતાં નથી."

"અને જ્યારે સ્ટેજ પર બૈરી બનીને આવે છે, ત્યારે તો જાણે દેવસુંદરી સ્વર્ગમાંથી ઉતરી આવી !"

"આપણો છગન–મગન પણ તેવાજ રસીયા છે. મ્હારો વિચાર એવો છે, કે આ બન્ને નાયકને વિલાયત મોકલીને બેરીસ્ટર બનાવવા ને તેની જીંદગી સુધારવી.

"બાપુ ! નાટકમાં નાચતાં નાચતાં તો હવે થાક્યા છીએ ! આપ જેવા પારસમણીનો સંગ થયો છે, જો"–બાપદાદાની વિદ્યા ચલાવી.

"તમને આવતે વર્ષે વિલાયત મોકલવાનાજ; પણ તે પહેલાં થોડું અંગ્રેજી જાણી લ્હો ! બેરીસ્ટર સાહેબ તમને બધી વાત સમજાવશે. વિલાયતની રીતભાત જણાવશે. પણ ત્યાં જઇને ગોરી ગોરીયોના લોભમાં ન લલચાતા હોં ! કેમ બેરીસ્ટર સાહેબ !" મહારાજાએ વ્યંગમાં કહ્યું.

"જુવાન છોકરાઓનો કશો ભરૂસો નહિ !"

"બેરીસ્ટર સાહેબ ! ત્યારે આપ સાહેબનું શું ?"

છગનીયાએ ભવાઇ ચલાવી.

"તે પણ ડૂબ્યા હતા, વળી બીજું શું ?" ખવાસે કહ્યું.

"પણ અંતે તો પાર તરી આવ્યા ?"

"તે તો બેરીસ્ટરની ખુબી છે. પણ આજે કયું નાટક કરવું છે ?

"બાપુનો હુકમજ લેવા આવ્યા છીએ."

"આજે ભરથરીનું નાટક કરો, ને ગામમાં શેઠ–શાહુકારોને આમંત્રણ કરજો." મહારાજાએ હુકમ કર્યો.

"વારૂ, બાપુ ! જે ! જે !" છગન–મગન નમીને ચાલ્યા. ત્યાં મહારાજાએ પાછા બોલાવ્યા.

"હાલ ખરચી પાણીનું શું છે ?"

"બાપુને ક્યાં ખબર નથી ?"

ઓફલેસ-બેરીસ્ટર.

( ૨ )



શારદાનો સંતાપ. પૃ. ૨૧.

"એક હજાર રાળ હાલ લઇ જજો!" ખવાસને હુકમ કર્યો. કારભારી પાસેથી એક હજાર રૂપિયા કમીશન કાપીને છગન મગનને આપી દીધા. કોના બાપની દિવાળી! નાણું ધીરનાર બ્રીટીશ રાજ સલામત છે! દેવું ભરનાર ગરીબડી રૈયતની ગરદન સલામત છે!!

રાજા સાહેબ આ રમકડાંથી રમી રહ્યાં, ત્યાં રંગ આવ્યો. સુંદર વાઇન ગ્લાસ, તે પર તરેહવાર વાનીઓનો નાસ્તો, મટન, માછલી, અને બીજું જે મનને ભાવે તે આવ્યું. બેરીસ્ટર સાહેબને માટેજ મહારાજાએ પોતાના બેઠક રૂમમાં મંગાવ્યું. સુંદરલાલને બનાવીને બે લાખ પચાવી જવા હતા. તે માટે આ નવો દાવ લગાવ્યો હતો. હઠ હઠ કરીને મહારાજાએ બેરીસ્ટરને સાથે બેસાડયા, અને ખુબ દારૂ પીવરાવ્યો. નાસ્તો કીધો. એક કલાકમાં તો બેરીસ્ટર સાહેબ છાકટા બની ગયા, અને હજુરીયાઓનાં તોફાન વચ્ચે શરીરનું બળ હરાઇ ગયું. વિવેક ખસી ગયો. અને હાલ બેહાલ કરીને ઘેર મોકલાવ્યા—અહીં પણ બેરીસ્ટર સાહેબનું પાણી ઉતરી ગયું. દેશી રાજાનો આ કારભાર સરળ રીતે ચાલવા લાગ્યો. જરા વારે મીસ લીના યાદ આવી. અને તે મહારાજા સાહેબ લીનાંને બંગલે જવા ઉપડયા—બેરીસ્ટર સાહેબ પોતાને બંગલે ગયા—નિર્દોષ બિચારી શારદા પોતાના પ્રેમી પતિને પરણ્યા પછી તેને પહેલીજ વખત આ હાલતે જોયો—કેમકે હજી પંદર દિવસ પુરા થયા ન હતા.

---

## પ્રકરણ ૬ ઠું.

---

### શારદાનો સંતાપ.

---

"તમારી પ્રકૃતિ આજે આમ કેમ છે?" શારદાએ નમ્રપણે પુછ્યું.

"સા...સારો છું, કાં?" બેરીસ્ટરે દારૂની ધૂનમાં જવાબ દીધો.

"તમારૂં મોં વાસ મારે છે, ને તમે તો બેભાન છો!"

"તે તો મેં દવા પીધી છે, તેથી મોં વાસ મારતું હશે."

"ગાડીમાંથી એ ત્રણ બાટલી સિપાઈ મુકી ગયો, તે શું છે?"

"તે તો દવા છે, લાવ, જોઉં, ક્યાં છે?" લથડતી જીભે બોલ્યો.

શારદાએ દારૂની બાટલી બતાવી—સુંદરલાલે તેમાંથી એક લઇને ધૂનમાં ને ધૂનમાં ઉઘાડી અંદરથી ગ્લાસ લઇ આવ્યો, ને શારદાને પકડીને પીવરાવવા માંડયો.

"અરે પણ આ શું છે? મને શું પાઓ છો?"

"એનરજીફલ સીરપ છે. સુસ્તી ઉડારનાર, ઉંઘ ઉઘાડનાર અને શાન્તિ બક્ષનાર સરબત છે."

"થુ! થુ! થુ! શું તમે દારૂ પીયો છો? આ છંદ ક્યાંથી વળગ્યો?"

"એ કંઇ નવો છંદ નથી—તને નવો લાગે તેમાં નવાઇ નથી. મ્હારી મનુને તો એ વિના ચાલતુંયે ન્હોતું, હા!"

દારૂની ધૂનમાં બેરીસ્ટર કંઇ કંઇ બકવા લાગ્યો.

"તમને આજે કોઇયે ભૂત બનાવી દીધા લાગે છે. હવે બોલવાનું બંધ કરો. કોઇ આજુબાજુ સાંભળશે, તો નાહક વગોણું થશે."

"કોઇના બાપની ચોરી છે કે? સુધારસ તો શ્યામ વેદનુ અંગ છે. સોમરસ પીધા વિના તો વિપ્ર ઋષિયોની વેદી ખુરી ન થાય, સમજી?" બેરીસ્ટર લથડતી હાલતે બકવા માંડયો. શારદાને સંતાપ શરૂ થયો. આજ સુધી આ ભોળી ભલી બાલિકા માત્ર મોહમાંજ અંજાયલી હતી—બેરીસ્ટરે પોતાનો જે દુષ્ટ ભાવ દબાવી રાખ્યો હતો, તે આજે પ્રકટયો.

"શું તમે દારૂ પીતા હતા?"

"હાજ તો ! ઘેલી શું તું તો ! વળી વિલાયતમાં દારૂ વિના જીવાય કે? એ તો ઠંડો દેશ છે."

"ત્યારે તો માંસ પણ ખાતાં હશે."

"હાજતો ! એ વિના બીજું ખાવાનુંજ ત્યાં મળતું નથી !"

"ત્યારે તો હવે હું ત્હમારી સાથે જમીશ નહિ !"

"વાહ ! એમ તે કંઇ થાય ! ત્યારે હું પણ જમીશ નહિ. આપણે બન્ને અપવાસ કરીયે, તો કેવું સારૂં ? શરીરના બધા રોગો નીકળી જાય. અમેરિકામાં હમણાં જે એક નવી થીયરી નીકળી છે ! હા !" હસતો રમતો બેરીસ્ટર બોલવા લાગ્યો. હાથમાં દારૂનો સીસો અને ગ્લાસ આમ તેમ ડોલવા લાગ્યા.

"હવે આ બાટલાને બાજુ મુકી દો !"

"ના ! એતો મ્હારો જીવનદાર, પ્રાણાધાર છે. લ્હે, લ્હે, મ્હારા સમ !" શારદાને પકડીને દારૂ પાવાની હઠ કરી.

"ખબરદાર ! મને ન અડકશો !" શારદાએ ધક્કો માર્યો. તેવોજ બેરીસ્ટર પડી ગયો. દારૂનો શીશો ફુટી ગયો. અને ગ્લાસ પણ તે સાથેજ સ્વર્ગમાં ગયો. માત્ર આખા હોલમાં અમૃતજળ છંટાઇ ગયું ! શારદાનું હૃદય બહુજ દુઃખાવા લાગ્યું. હવે પાણી પીને ઘર પુછવું શા ખપનું ? તેણે નિશ્ચય કર્યો, કે કોઇપણ પ્રકારે તેમણે પોતાના વરની ટેવ સુધારવી !

શારદાયે, સુંદરને સમજાવીને ઉઠાડયો, એક પલંગપર સુવરાવ્યો ! તરત ઉલટી થઇ, આખું ઘર વાસ મારવા લાગ્યું. ભલી બાઇએ સાફ કરાવ્યું. અને દારૂના બાટલા નંખાવી દીધા. આજથી શારદાને પતિ—પીડાનું પ્રસ્થાનું પડયું—પરણીને પસ્તાવા જેવું થયું. પણ ભાવી પ્રબળ ! હવે પેલી લીનાનું શું થયું ?

# પ્રકરણ ૭ મું.

## લીનાંનો પ્રેમ–તાર !

ગૌરવદની અને માંસલ ગાત્રથી લચબચી રહેલી લીનાં જો કે રાજવંશી મંદિરમાં નિવાસ કરતી હતી, અને બહારના દરેક સુખ વૈભવોની સ્વતંત્ર અધિકારીણી હતી, તેમજ વિશળપુરના ઠાકોર બહાદુરનું દીલ જીતી લેવામાં સફળ નીવડી હતી, પરંતુ તેનું હૃદય-મંદિર તદન ખાલી હતું. તે અનાથ હોવાથી તરત વેળા પોતાની સ્થિતી જાળવવા માટે મહારાજાને આશરે પડી હતી–પણ તક મળતાં આ મધુર પંખીડું પોતાના વિલાસ વનમાં ઉડી જવાના વિચારમાંજ ઘુમતું હતું.

મહારાજાના મનમાં એક ગોરી જુવાન સુંદરીને વશ કરીને પોતાની મહારાણી બનાવવા વિચાર હતો. ને તે વિચારમાં પોતે સંપુર્ણ ફતેહમંદ થયલા માનતા હતા. કેમકે લીનાંનું હવે કોઇ સગું નથી. અને તેણી આ રાજવૈભવ છોડીને બીજે જવાની નથી. આ કલ્પિત માન્યતાપર મહારાજ કુદતો હતો.

લીનાં કેવળ એકાન્ત મહેલમાં કેદી થઇને પડી હતી. દીલ વિનાનું દીલ નકામું છે. ગમે તેટલા શણગાર સજાવો, ગમે તેવું મધુર ભોજન ખવરાવો, ફુલ શૈય્યામાં સુવરાવો, પણ દીલને માનીતું પંખી જો પડખામાં ન હોય તો તે સર્વ સુખ સ્મશાન જેવું છે.

એક પંખી પર બે શિકારી જાળ પાથરી રહેલા હતા, એક છુપો હતો, બીજો જાહેર હતો. મહારાજા તો હવે લીનાંને જાહેર રીતે પોતાના મહેલમાં દાખલ કરવાની તૈયારીપર હતા. આજ સુધી લીનાં પરોણા તરીકે રહી છે, તોપણ સર્વ જનવર્ગમાં જાણીતું

હતું, કે જે વખત જાય છે, તેમાં મીસ લીનાં, વિશળપુરની મહારાણીનાં પદ પરે બેસવાની !

મીસ લીનાંનું હૃદય ક્યાં હતું ! તેણીને શું આ અંધ–પ્રેમી ઠાકોરડો પસંદ હતો ! કલાકમાં સાત રાણીઓનાં હૃદય ઠારવાનો યત્ન કરે, અને એકનું પણ દીલ જીતી ન શકે, એ હૃદય કંઈ લીનાંને જીતવાનું હતું ! કેવળ કામના રંગમાં રગદોળાયલો આ ઠાકોરડો, શું લીનાનાં સફેદ ગાત્રપર હાથ નાખવાને ભાગ્યવંત બનવાનો હતો ? શું કેટલાક દેશી રાજા એવી ગોરી મડમડીને પરણી લાવે છે, તે બધી ખાનદાન કુળની હોય છે ? કાળા મગમાં ચોખાનો દાણો ઉજળો લાગે, પણ તે કમોદનો નહિ ! રંગુની જાડો ચોખાનો દાણો અથવા તો ભૂલ–ચુકમાં ભેળાયલો કોદરો ! નીલમ–માણેકનાં ઝવેરાત ખરીદનારા તો જુદાજ !—

લીનાંનો પિતા મેકલીન ગુજરી ગયો. લીનાં આશરા વિનાની થઇ પડી. મહારાજાએ મન ગમતી સગવડ કરી આપી, પણ તે વિદેશી પ્રસંગ જેવી લાગી. તેનું ચિત્ત અસ્થિરજ રહેવા લાગ્યું.

જેનું હૃદય જ્યાં ચોંટેલું હોય છે, ત્યાંજ તે ઠરે છે; પછી સેમળાના ઝાડ પર બેસતા સુડાને ભલે વૃન્દાવનનો વૈભવ–વિલાસ મળે ! જો કે સેમળાનું ઝાડ તૂટી ગયું હોય, તોપણ તે સ્થળમાં જઇ તે થડ ઉપર બેસે, તોપણ તેને શાન્તિ મળે ! લીનાનું હૃદય ક્યાં ચોંટેલું હતું ? પેલા બેવફા નીકળેલા જ્હોનનાં અંત્તર અંદર ભમરીરૂપે ફરતું હતું !

પોતાના પ્રેમીને પેલી જુવાન છોકરી પકડી ગઇ, એ લીનાનાં હૃદયને તત્કાળ તો ઝેર–વૈરરૂપ લાગ્યું, પણ જ્યારે તે અટુલી થઇ ગઇ, ત્યારે તેને જ્હોન યાદ આવ્યો. કેટલાક સમય પછી સ્વપ્નામાં જ્હોન તેને મનાવતો હોય, કાલાવાલા કરતો હોય, પોતાની ભૂલની

ક્ષમા માગતો હોય, એવું લાગ્યું. તે વાત ખરીહતી, કેમકે પેલી કામી છોકરીયે જ્હોનને દગો દીધો હતો. જ્હોન બન્ને પડખાં ગુમાવી બેઠો હતો. આખરે સરિતાનો વહેળો સાગરમાં જઇ ચડયોહતો. જ્હોનનું હૃદય લીનાંની શોધમાં હતું. શુદ્ધ ને સાચા અંતઃકરણનો પડછંદો લીનાના હૃદયમાં જઇ પડયો હતો.

ખરી વાત છે, કે સોના ઉપર કદાચ કાળ ભેદે કરીને ધૂળ ચડી જાય છે; પણ અંતે સોનું તે સોનુંજ !

લીનાના સ્વપ્નામાં વસેલો જ્હોન હવે તેણીનો ખરો **લવર** થઇ પડવાની **પ્રતિજ્ઞા** લેતો હતો. લીનાં જો મળી જાય, તો માગી **ચાહવા** તત્પરહતો! લીનાં જો પોતાનું દીલ ન દે, તો છેવટે આપઘાત કરવા તત્પર થયો હતો. આ દગવ છેવટનો હતો. ને તેથી લીનાંને મળવાને આતુર બન્યો હતો. લીનાં કયાં ગઇ, તેનો પત્તો મળ્યો, પણ તેને કયે ઠેકાણે મળવું, કે પત્ર લખવો, એ પત્તો ન મળવાથી તેની શોધમાં પડયો હતો. આ શુદ્ધ પ્રેમની અસર લીનાંને સ્વપ્નામાં થઇ હતી. ને તેથી બન્નેનો એક તાર સંધાઇ ગયો હતો.

---

## પ્રકરણ ૮ મું-

### લીનાનું મન મનાવતો મહારાજા !*

" મીસ લીનાં ? તમારૂં દીલ કેવું કોમળ છે ? કેવું ગૌર છે ? જેવું કોમળને ગૌર શરીર લાગે છે, તેવુંજ હૃદય છે, ખરૂં ?"

" હૃદયનો અંદર ભાગ જાણનાર ઇશ્વર છે. અને એજ ઇશ્વર

---

* લીનાંનો ગુજરાતી અભ્યાસ ઉત્તમ હોવાની યાદ વાંચનારને " **બેરીસ્ટરની-બૈરી** " પુસ્તકથી આપીજ છે !

આપણા અંતરમાં છે. એ ભેદ તો તેનો ભેદુજ જાણી શકે છે. મહારાજાના પ્રેમ-વાક્યનો લીનાંએ બહુજ ફીલોસોફી ભરેલો જવાબ આપ્યો.

પ્રેમમાં ભેદ નથી—ઢેડ હો કે ભંગી હો, ચમાર હો કે વાઘરી હો, રાય હો કે રંક હો; ગોરી ગોરી હો કે શીદણ હો, એક આફ્રિકા ને બીજી અમેરિકામાં હો, એક લંકામાં ને બીજી વોધામાં હો, એક મુંબઈ ને બીજી રાજગઢમાં હો, પણ સાચો પ્રેમનો તાર તો એકજ રીતે સંધાયલો હોય છે. જાત-ભાત કે રૂપ-રંગનો જ્યાં ભેદ નથી—કેવળ સાત્વિકજ સ્વરૂપે પ્રેમ-ભક્તિની માળાના મણકા ફરતા હોય છે, ત્યાં ઇશ્વરનું સાક્ષાત્ સ્વરૂપ સામે ખડું થઇ રહેલુંજ હોય છે. એ મંદિરમાં સહજ પણ ભ્રષ્ટ વિચારનો છાંયો પડયો, કે સમજી લેવું જોઇએ, કે પ્રેમીયોના હૃદયમાં કંઇક ભંગ પડયો છે.

" તમને હવે અહીં બહુજ પસંદ પડે છે ખરૂં ? "

"હા; તમારા જેવા આશ્રિતદાતા છે, તો પછી કંઈ બહુ વાંધો નથી, તો પણ—

" કેમ બોલતાં અટકી પડયાં—તો પણ તમને નથી ગમતું ! તમારૂં દીલ વિંધાયલું કે વિખરાયલું તો નથી ?"

" તમને કેવું લાગે છે ? "

" તમે અહીં આવ્યાં, તેવું તો નહિજ ! "

" એમ શા ઉપરથી લાગે છે ? "

" તમે મ્હારી સાથે સ્નેહથી વર્તતાં નથી ! "

" તમે સ્નેહ કોને કહો છો ?"

" જે દીલપર દીલ આપે તે ?"

" દીલ કંઇ વેચાતું મળે છે ?"

" તે પૈસાના મૂલે અંકાતું નથી, એ વાત ખરી છે. "

" દીલ જો સ્વતંત્ર છે, તો તેને જ્યાં ગમે ત્યાં જાય છે. "

" ત્યારે મ્હારી પ્રતિ તમારૂં દીલ નથી!"

" તો અહીં રહેવાય શી રીતે!"

" તો પછી મ્હોડાપર આનંદ ને વાણીમાં મીઠાશ કેમ નથી! તમે તો ઉદાસ રહો છો!"

" મ્હારા પિતા ગુજરી ગયા પછી મને સહજ એવું થાય છે."

" પ્રેમીયોને બીજાં સગાંની કશી પરવા હોતી નથી."

" હા, એ વાત માનું છું."

" તો પછી તમે શા માટે ઉદાસ રહો છો! મ્હારી તરફથી તમને કોઈ વાતે ઓછું પડે છે?"

બિચારો ભોળો ને ભલો મહારાજા જાણે છે, કે લીનાંનું દીલ પોતે જીતી લીધું છે! પણ તેને કયાં ખબર છે, કે લીનાંનો અંત્તરતાર તો અસલ જગ્યાએ સંધાયલો રહેલો છે! તે લીનાંને ક્રોસ—એકઝામીનેશન કરીને તેના વિચાર જાહેર કહડાવવા—કરાવવા યત્ન કરે છે, લીના ભેદમાં બોલે છે. મહારાજા સમજતો નથી.

" જો તમે માનો છો, કે પ્રેમી દીલ પ્રેમીનાંજ છે, તો પછી તેને વૈભવનીયે દરકાર નથી. પ્રેમીનાં અપમાનનીયે :દરકાર નથી. તે તો હૃદયને ચાહનારૂં પંખી છે, ને તે વગડામાં કે ગુફામાં, ફુલ શૈય્યામાં કે પાષાણ પરની પથારીમાં અંગ રગદોળાવે, તોપણ તેને કોમળ કે કઠીણ સ્પર્શના સુખ દુઃખની પરવા નથી. તે છતાં તમે કેમ આનંદમાં નથી? કાં તો તમને હું પસંદ નથી. કા તો સ્ટીલ સાહેબ—

" છટ્ નોન્સન્સ્! ડોન્ટ્ ટોક માઇ ગુડ હાઇનેસ! પ્લીઝ ઈન્સલ્ટ ટુ મી!—

" એકસક્યુઝ મીસી લીનાં! હું જાણી જોઇને તમારૂં ઇનસલ્ટ કરતો નથી, માત્ર તમારૂં દીલ જોવા—

" મહારાજા સાહેબ ! તમે હજી અંગ્રેજ સોસાઇટીની રીતભાત જાણતા જણાતા નથી—સ્ત્રીયોનો દરજ્જો, ને એટીકેટ તમારા લક્ષની બાહેર લાગે છે.

" મીસ લીનાં ? તમે ભૂલ કરો છો. આ ટાણે હું મહારાજા નથો, ને તમે મીસ લીનાં મેકલીન નથી ! "—

" આપ ભૂલ કરો છો. આપણે હજી તેજ છીયે. "

" અલબત ! ત્યારે હું ભૂલ્યો—જ્યાં સુધી મેં તમને મેળવવાના સોગન લીધા નથી, ત્યાં સુધી હું તમને મ્હારી કહી ન શકું !"

" યેસ ! હજી કંઇ આપણાં જીવન જાહેર થયાં નથી.:"

" તો હવે વાંધો શો છે ? "

" માત્ર આંબા પાકવા માટે ગ્રીષ્મ ઋતુ આવી નથી. "

" પણ આંબો ફળેલો છેજ કની ? "

" મહારાજા ? હજી પાનખર ઋતુ ચાલે છે. આંબે મોર આવ્યો છે. વસંતઋતુ આવી છે. મરવાયે બાઝયા છે. કેરી મોટી થવાની આશા છે. જો ઝાડપર સલામત રહે તો, અલબત પાકવાની આશા છે."

" તમે મ્હારૂં હૃદય તપાસતાં લાગો છો. "

બિચારો મહારાજા હજી પણ ભોળપણમાં તણાતો જાય છે. લીનાં પોતાની સ્ટાઇલમાં જ દોડતી ઉડતી વાતો છેડતી જાય છે.

" તમને જેમ લાગે તે ખરૂં. "

"અંગ્રેજ. લેડીયોને એ રીત ગળથુંથીમાંજ એનરજીકલ મેડીશન પાઇને શીખવાડેલી હોય છે. "

" હા. જ્યાં સુધી હૃદય પરખાય નહિ, ત્યાં સુધી જીંદગી અપાય નહિ ! "

" તેટલું છતાંયે છુટાછેડા અને ખુનામરકી થોડી થતી નથી."

" એ માત્ર પુરૂષોનાં નબળાં મગજનું પરિણામ છે."

"અને સ્ત્રીઓનાં નહિ?"

"સ્ત્રીઓને એ માર્ગ શોધી આપનાર પુરૂષો છે."

"ત્યારે હવે આપણા સંબંધ વચ્ચે શો ભેદ રહેલો છે?"

"એ પુછવું માત્ર નબળાઇનું કારણ છે. જો શુદ્ધ દીલમાં શુદ્ધ પ્રેમ એકત્ર થયો હશે, તો તેને સંધાતાં કે જોડાતાં વાર શી?"

"ત્યારે પ્રોમીસ તો કબુલ છે કે!"

"પ્રેમ જેવી ગહન ને ભેદીત વસ્તુને જો બાંધી શકાતી નથી, તો પછી તે કોલ કેમ આપી શકે! તમેજ કહો છો, કે છુટાછેડા ને ખુનામરકીનો મોટો ભાગ પ્રેમી જોડાંઓનેજ ભાગ્યે સરજાયેલો જ-ણાય છે, તો પછી પવનને પકડી કેમ શકાય! પ્રેમનું પ્રોમીસ આપી કેમ શકાય? એ વીજળી છે. તેનો વેગ તેવોજ છે. એ બાંધેલું બંધાતું નથી. એતો ઉડતુ પંખી છે, ને તે પોતાના સ્થાનેજ જઇને પડે છે. તેમ '**વાયર-લેસ**' ટેલીગ્રામની શકિત થતાં જાણી છે? જ્યાં તેનું ઇન્સ્ટ્રુ-મેન્ટ પડયું હોય, ને જ્યાં ચિન્તવ્યું હોય, ત્યાંજ તે તારની ખબર જઇ મળે છે! ટેલીગ્રામના તાર તો વચ્ચે કોઇ બીજાયે સાંભળે છે, પણ વાયરલેસ ટેલીગ્રામ તો મૂળ માલેકના હાથમાંજ જઇ મળે છે. પ્રેમ પદાર્થ પણ એજ વિજળીનો તાર છે"

"શું એ તાર તૂટતો ન હશે?"

"જો ઇન્સ્ટ્રુમેન્ટમાં ખામી આવે, તો ખરો શબ્દ ન ગોઠવાય! જ્યાં સુધી બન્નેનાં મશીન સાફ છે, ત્યાં સુધી નિર્મળ વહન થવાનુંજ, જ્યારે કંઇક રજકણો પડયાં, એટલે તેમાં અટકાવ થવાનોજ!"

"કેળવાયલી સ્ત્રીઓની આ પંચાત? વાત વાતમાં ભેદ, ને કામ છે, એટીકેટ ને અભાવ લાવી મુકે!"

"ત્યારે શું તમે તમારો હવસ પુરો કરવા માટે સ્ત્રીઓને મગ-જથી ને આંખથી બન્ને રીતે આંધળી કરવા ચાહો છો?"

" ના–તોપણ કેળવાયલી ને ચતુર સ્ત્રી કરતાં અમારા દેશની ભોળી ને અભણુ સ્ત્રીઓમાં આ પ્રકારની ખટપટ કે ભેદ, સંકટ કે શોક નહિ ! "

" તે બિચારી પ્રેમના ભેદમાં સમજે શું ? માત્ર માનવ રૂપે તે તો જાનવર જેવાં મને તો લાગે છે. કેવળ ગુલામડી બનીને પેટ ભરવા માટે જીવનદોરી સાંધી બાંધી આપે છે. તેવાં અજ્ઞાન ને અજ્ઞાત સ્ત્રી મંડળના ઉદરમાં પાકેલાં માંસ પણુ ખબરદાર ને હોંશીયાર ક્યાંથી હોય ! જેવી માતા તેવાં બાળક ! "

" એ વાત તો ખરી; પશ્ચિમ ને પૂર્વમાં એ ભેદ ખરો. તો પણ અમારી પ્રાચીન આર્ય માતાઓનાં ચરિત્રો સાંભળ્યાં છે ? "

" કાળના વીતવા સાથે સૃષ્ટિ પણ ફરે છે. અને તે રીતે હવા પાણી તથા પ્રકૃત્તિમાં ભેદ પડે છે. સો વર્ષનો કાળ આજે નથી–જે ભેદ પડેલો હોય છે, તેવી પ્રકૃત્તિ બંધાય છે, ને તેજ પ્રમાણે બુદ્ધિબળ લટકેલું દેખાય છે. એ કાળમાં બ્રહ્મચર્ય બહુ પળાતું હતું મગજની શુદ્ધિ સારી હતી. હાલ કામના રંગમાં ઝબોળાયલી છે. મદનના રાગમાં રમે છે. વિવેક ત્યાજ્ય થયો છે, અને પ્રેમને કામનું પડ ચડી ગયલું છે. માત્ર પોતાના મગજપર ચડેલો કામનો ધુમો ખાલી કરવાનો પુરૂષનો યત્ન છે. ભોળી સ્ત્રીયો તેથી ઠગાય છે. કામ પુરૂં થયા પછી કે બીજી કોઇ સસ્તી મળી જવાથી પ્રેમના તારને તોડવામાં સ્ત્રી કે પુરૂષ લગારે વાર કરતાં નથી. એવા આ કઠણુ સમયમાં એ જરા પણુ ભૂલ થઇ ગઇ, ને દીલને કૌવચ જોડે બાંધી દીધું, તો પછી આખા અંગમાં સ્પર્શની વેદના ઉઠવાની હોયજ; આ ખાતર સમજુ ને ડાહી સ્ત્રીએ પ્રેમ બાંધતાં પહેલાં સો વાર વિચાર કરવાનો છે. "

" ને પુરૂષોયે કાં નહિ ! "

" પુરૂષો આંધળા છે. તે કામી ઘણા છે. અધીરા બહુ હોય છે. જાણે બાપનો બચકો ક્યારે લુંટી લઉં ! "

"જો પુરૂષોમાં સહન શીલતા ટકી રહે, તો સ્ત્રીયો સદાકાળ તેને પ્રભુ પેઠે પુજતીને ભજતી રહે ! "

" આ સઘળી આજકાલની કેળવણીનો પ્રતાપ છે. સ્ત્રીયો જેમ જાજું ભણે, તેમ તેના તર્ક વધે, અને પોતે પુરૂષ જેવી બનવા યત્ન કરે."

પુરૂષને સ્ત્રીયોનાં હક ઇશ્વરને ત્યાં તો સમાનજ છે.

" એજ તમારા લોકોની લડતમાં ભૂલ છે. સ્ત્રીયોને પુરૂષો સરખા સુખનાં અધિકારી ખરાં, પરંતુ બન્નેનો ઉદ્યોગ જુદો ! પુરૂષો બહારના ઉદ્યોગી છે, સ્ત્રીયો ઘરની ઉદ્યોગી છે. તમારા લોકોમાં સ્ત્રીયો જે ધંધો કરવા જાય છે, તે કમાઇને ધન રળે છે, એ અમને બંદએસ્તું નથી. સ્ત્રીયો ઘર–ધંધાનેજ કામની છે. ઇશ્વરે બન્ને રચ્યાં, ત્યારે એજ નેમ રાખી છે. સ્ત્રીયો સૃષ્ટિની ઉત્પાદક છે. તે પૃથ્વી છે. પુરૂષ બીજ છે. એ બીજને પોષવાનું કામ સ્ત્રીયોનું છે. પરણવાનો નિયમ એમ નથી, કે હવસ પુરો કરવો ! યથાર્થ દમ્પતી ધર્મ પાળીને સારી પ્રજા ઉત્પન્ન કરવી, ને સારી સૃષ્ટિ રચાવવી. તમારી ગોરી પ્રજા માત્ર પોતાનાજ જીવન સુખની ભોગી છે. સગાં–સ્નેહી કે માબાપનો કે કુળ–કુટમ્બનો તેને ભાવ નથી. માત્ર કામને તૃપ્ત કરવા માટેજ જીવન છે. ને તેજ યત્નમાં સફળતા માને છે. મોજ–શોખ ને એશ–આરામમાંજ જીવનસુખ જાણે છે. એ સુખ મેળવતાં અનેક પાપ થાય, વિવેક કે ધર્મ પલટાય, તેની તેને દરકાર નથી. "

" પ્રેમ કે સંગ્રામમાં કરેલા કાવાદાવા તે પાપમાં જ નથી. "

" તો તે કરતાં અમારો આર્યધર્મ, ને આર્ય સંસાર સદા અમલ સુખથી ભરેલો છે. તમારા હવસી લોકોનો જમાનો એક કાળે

પોતાને હાથે પડી ભાગવાનો છે. અમારા આર્ય સિદ્ધાન્ત પર ચાલતો જમાનો અનાદી કાળથી એક સરખો ચાલતો આવે છે, ને આવશે; કેમકે તેમના સિદ્ધાન્તનાં મૂળ ઉંડાં છે, ને તે શારિરિક તથા માનસીક શક્તિનાં પોષણથી પરોવાયલાં છે. જ્યારે તમારા લોકોની દેખાદેખીથી અમારો દેશી સંસાર ડુબવા માંડશે, ત્યારે છેવટે પણ આર્ય સિદ્ધાન્ત તેનો ઉદ્ધાર કરશે, અને થોડાજ કાળમાં તમને પણ સિદ્ધ થયું, અને થશે, કે આર્ય પ્રથા ને સંસ્થા, સર્વથી ચડતા પ્રકારની અને આ પૃથ્વીના બંધારણને ટકાવી રાખનારી છે. અમારી રહેણી-કરણી સાદી, તેમજ સંસાર નિયમીત ને સંતોષી છે. વૃત્ત, નિયમ, તથા ઇચ્છા આકળી નથી. તમારો લોભ ને વૃત્તિ ઉછળતી ને સ્વાર્થી છે.

"હા, એ વાત સિદ્ધાન્તવાળી ને કબુલ કરવા જેવી છે. અમારા વિદ્વાનો પણ હવે સમજવા લાગ્યા છે, તેની આંખ્યો ઉઘડવા લાગી છે, કે હાલની અંગ્રેજ સોસાયટી અને લીબરટી ઉછળી પડી છે. એટીકેટ અને અંદાજ ઉલટી પડયો છે."

"જુઓ તો ખરાં! પાર્લામેન્ટમાં વિરાજેલા મહાન પુરૂષો કને સ્રીયો પોતાના હક માગે, અને જો તે ન આપે, તો ખાસડાં મારે!"

"એમજ હવે અમારા લોકો સમજવા લાગ્યા છે, કે સ્રીયોને લીબરલ એજ્યુકેશન આપવામાં ભૂલ કરી છે."

"ત્યારે હવે તમે કબુલ કરશોજ, કે અમારા આય વિદ્વાનોએ સ્રીઓને. અમુકજ હદ સુધી સ્રીયત્વ હક આપવામાં ડહાપણ વાપર્યું છે.

"અલબત એ વાત તો ખરીજ છે."

"આપ એમ ન ધારશો, કે એ મહાન વિદ્વાનોએ આમ સ્રીયોને ગુલામડી બનાવવાનું ટીપણુ કરેલું છે. માત્ર ઉચ્ચ સદ્દગુણ ને મનોબળધર્મની ઉન્નતી અર્થે, સ્રીયોને અમુક હદમાં રાખી છે, તેનાં પગથીયાં બાંધ્યાં છે. કામથી પીડાયલી છતાં તે પતિનાજ સંગ—

રંગમાં રાજી રહી શકે, એ રીતે જન્મ, વિજન્મ બતાવીને બન્ધનમાં રાખેલી છે. આર્ય ધર્મમાં વ્યભિચારનો એથી નાશ થયો છે. ”

“ માફ કરજો, મહારાજા સાહેબ ! તમારા પુરાણોમાં જે કથાઓ લખાયલી છે, તે મહા ભયંકર ને ત્રાસદાયક છે. દ્રૌપદી જેવી સતીપર અત્યાચિત જુલમ ! સીતા જેવી સુંદરીને તેના પતિ રામે પોતે માત્ર ધોબીના વચનના કર્ણ–દોષથી વનવાસ કહાડી મુકી ! ઇંદ્ર રાજા રૂષિ સ્ત્રીયોપર બલાત્કાર કરે ! વિશ્વામિત્ર જેવો રાજર્ષિ બાળક ઉત્પન્ન કરીને તેને વગડામાં ફેંકાવે ! આ રીતે અનેક દૃષ્ટાન્તો તમારા આર્ય પુરાણોમાંથી મળી આવે છે, તે કરતાં અમારી સોસાયટીનો ધારો બહુ આકરો છે. તમને અમારી લીબરટી અળખામણી લાગે છે. અમે ડેન્સમાં જુવાન સ્ત્રી–પુરૂષ સાથે નાચીયે છીયે, પણ અમર્યાદાનાં ચિન્હ જણાય, તો તેવાંને સોસાયટીમાંથી દુર કરીયે છીયે. અમે પ્રેમની વાતો એકાંતમાં કરીયે છીયે. માબાપો કે વડીલો તે જુએ, જાણે છે, તે છતાં તેઓના મનમાં અમારી રીતભાત પર શંકા હોતી નથી. તેઓ સારી રીતે સમજી શકે છે, કે બચપણથી અમારાં મગજ એવી કેળવણીથી મજબુત બનેલાં છે, કે અમે એકદમ એક માત્ર મીઠાં વચનથી લલચાઇને સપડાઇ જઇયે એમ નથી. ”

“ કેટલાંક શરીર એવાં હોય, કે અફીણના ઝેરથી ન મરે, પણ સાકરથી જીવ–પ્રાણ ગુમાવે ! વારૂ, હવે એ વાત અળગી કરો, અને તમારા સુખ–શાન્તિના સમાચાર કહો, તમે અહીં ખુશીમાં તો રહો છો કે ? ”

“ હા–પણ મને એક વાર મુંબઇ જવું છે. મ્હારાં મિત્રોને મળવાની મ્હારી ઇચ્છા છે. ”

“ ભલે, પણ પાછાં કેટલા દિવસમાં પધારશો ? ”

“ માત્ર થોડાજ રોજમાં પાછી આવીશ. ”

" તમારે માટે શી ગોઠવણુ કરૂં ? "

" મને કોઇ નોકરમાણુસની જરૂર નથી. હું આપણા એનેક્સી લોજમાં ઉતરનાર છું—ત્યાંના એજન્ટને તારથી ખબર કરવી જોઇએ. એકદમ એંગેજ કરી દે, અને થોડી મજા જોઇશ. "

" હું એક હજારનો તમને ચેક મોકલી આપું છું. તમે કયારે જવા ચાહો છો ? "

" આવતી કાલે સાંજની ટ્રેનમાં રવાના થઇશ. "

" ઓલ રાઇટ—પણ જો જો હં, મને દગો ન દેતાં ? "

" તમને દગો શેના દેવાની છું, એમ ધારો છો ? "

લીનાંયે લગાર દમમાં કહ્યું. મહારાજા બ્હી ગયા. એક અંગ્રેજ કુમારિકાને પોતાની વિરાંગના કરવા જતાં, રજપૂત બહાદુર લડવૈયાને કેટલું પાછું હઠવું પડે છે, તેનો ખ્યાલ આવ્યો. લીનાને કશો જવાબ દઇ ન શક્યા—તેને મનમાં એમજ થયું, કે લીનાં પોતાની થવાની ન હશે, અથવા તો થતાં પહેલાં ડોલતા મગજના રાજમિત્રને નાચતી હશે. આ સંજોગમાં લીનાંને મળીને મહેલ તરફ જવા ઉપડ્યો ! લીનાંનો ખરો પ્યાર તો બીજેજ હતો. મહારાજા તો માત્ર એક જેંટલમેન તરીકે આશ્રય આપનારા માનવા લાગી હતી. જો કે શરૂઆતમાં તેના મનને મહારાજાની મુદ્રા ગમી હશે. જહોનથી મળેલાં ડીસેપોઇંટથી તત્કાળ લીનાનું મન અહીં ચોટયું હશે, પણ એ તો " જેનાં તે તેનાં, બીજાં બોલે તે ઘેલાં. "

" મને માફ કરજો હં, મીસ લીનાં ! આજે ઠીક ગમ્મત પડી " મહારાજાએ એટીકેટ જાળવવા વાત ફેરવી. રખે પોતાનીપર લીનાં કોપે, ને અંગ્રેજ મંડલમાં વાત પ્રસરતાં પોતાની પર આફત આવે, એવા ભયથી લીનાને રાજી રાખવા યત્ન કર્યો.

" નેવર માઇન, હાઇનેસ ! ગુડ બાય ! " લીનાંએ હસને

મુખડે વિવેક કર્યો. બન્ને છુટાં પડયાં—લીનાં મુંબઈ જવાને મુંઝાણી—મહારાજા નાસીપાસ થઈને મહેલ તરફ ગયા, ત્યાં માર્ગમાં એક નવું કૌતુક બન્યું !

## પ્રકરણ ૯ મું.

### લીનાંના લવમાં દિવાનો બનેલો સ્ટીલ સાહેબ! એક ભૂલ ને બીજું વૈર!

દરબાર સાહેબ બરાબર રાતના બાર વાગે, મીસ લીનાંની ભેટ કરીને તેણીના બંગલા બહાર નીકળ્યો, અને લગભગ પચાસેક કદમ મોટાર ગઈ, તેટલામાં સ્ટીલ સાહેબના સવારને એ માર્ગે લીનાંના બંગલા તરફ જતો જણાયો. ઠાકોરે તરત ગાડી ઉભી રાખી, અને સવારને થંભાવી, પોતાની પાસે બોલાવ્યો. જાલમસિંહ નામનો ગરાસીયો સ્ટીલ સાહેબનો માનીતો ખવાસ—જાતનો સવાર હતો. તે અસલ દરબારગઢનો માણસ હતો. કંઈક ખટપટને લીધે, તે નોકરી છોડીને સાહેબને ત્યાં રહેલો હતો. મહારાજાએ તેને ખરી બાતમી કહેવા આગ્રહ કર્યો. મધ્યરાતે તે ક્યાં જાય છે, એ વાત જણાવા કહ્યું. પ્રથમ તો જાલમે આનાકાની કરી, પણ જ્યારે ઠાકોરે એક સુંદર વીંટી હાથમાં સેરવી દીધી, ત્યારે જાલમે નવો બુટ્ટો ઉઠાવીને જણાવ્યું કે "મડમ લીનાં સાહેબને બંગલે, અમારા સ્ટીલ સાહેબની ખબર દેવા જાઉં છું!" આ વાત કેવળ જુઠી ને પ્રપંચી હતી. ઠાકોરને બનાવવાનો સોદો હતો.

"શું સ્ટીલ સાહેબ લીનાંપર રીઝ્યા છે?"

"હાજ તો ! હમણાં દરરોજ લીનાંને ત્યાંથીજ સાહેબનું ભાણું આવે છે !"

"હેં ! શું કહે છે ?" દરબારને વિસ્મય લાગ્યું. લીનાંની બેવફાઇ તરફ ભારે તિરસ્કાર પેદા થયો.

"ત્યારે શું એ ગોરીબાઇ આપ હજુરનું પૂતળું ધારો છો ! ખાંડ ખાજે ખાંડ બાપુ, એ વળી ગોરડી તે ગોરો મુકીને બીજાને ભજે કે ! માત્ર પૈસા કઢાવવાને કંઇક માયા બતાવતી હશે."

"ત્યારે તો કદાચ લીનાં ત્હારા સાહેબને પરણશે ?"

"તેમાં શું શક છે ! થોડાજ દહાડામાં મુંબઇ જનાર છે !"

"અંહ ! ત્યારે તો તને ઇનામ મળશે !" મહારાજા મર્મમાં બોલ્યા. લીનાં મુંબઇ ઉપડી જવાની છે, તે કદાચ એવાજ કારણે હોય, એવો ભય પેદા થયો.

"આપ જે કહો તે ખરૂં, પરંતુ મેં સાંભળ્યું, ને જોયું છે, તે પ્રમાણે આપની ઉમેદ બર આવવી કઠણ છે."

"અરે મુર્ખા ? તું તો અંતે ખવાસજ કની ! તું શું એમ ધારે છે, કે હું લીનાં માટે બેઠો છું ! લીનાંપર હું દિવાનો છું ?"

"ના; ખરેખરૂં દિવાનાપણું તો મ્હારા સાહેબને લાગેલું છે.

"પણ મને તો લાગે છે, કે તેઓએ બન્યા છે."

"એ તો દેશીયોને બનાવે, પોતાની જાતવાળાને નહિ !"

"લીનાં તો સ્ટીલ સાહેબને ચાહતીજ નથી."

"એ વખત ભૂલી જવો જોઇએ. જો આપ જેવા સ્વતંત્ર રાજકર્તાને, વગર માગ્યે ચાહવું પડે છે, તો જાત જાતનાં અને સ્ત્રી-પુરૂષ, તેમાં વળી કુંવારાં અને લાયક હોદ્દેદાર તથા ચહેરાદાર મોહરદારને શાને પરસ્પર ન ચાહે ?"

"એ બન્ને ક્યારે મુંબઇ જવાનાં છે ?"

"મને ખબર મળી છે, તે પ્રમાણે તો આવતી કાલે જશે."

"તું લીનાંને શી ખબર આપવા જાય છે?"

"એજ—વળી બીજી શી ખબર હોય?"

"શું લીનાં મુંબઈ તેમની સાથે જશે?"

"તે તેઓ જાણે—મ્હારે તો સંદેશો પહોંચાડવાનો છે."

"ત્હારો સંદેશો હું પહોંચાડી દઉં તો?"

"તોયે ભલે—અમથુંયે મ્હારે ક્યાં મ્હોડે મ્હોડું કહેવું છે. બટલરને કહીશું, ને તે મેમસાબને સંદેશો પહોંચાડશે."

"ઠીક, ત્યારે તું જા—હું કહેવરાવું છું."

"તેનું કારણ શું ?

"કારણ એજ કે લીનાંને હુંજ કહેવરાવું છું."

"ને પછી મ્હારો સાહેબ જાણે તો?"

"ત્હારે તો બટલરને કહેવાનું છે કની? બટલરદ્વારા ત્હારો સંદેશો જાય!"

"ને સાહેબ કે મડમને ખબર થાય, કે એ સંદેશો આપે મોકલ્યો છે, તો પછી મ્હારા શા હાલ?"

"સાહેબને કહેજે, કે હું ત્યાં હાજર હતો."

"તો આપને માટે શંકા કરશે. મધ્યરાત્રે આપ લીનાં મડમને ત્યાં કેમ?"

"એટલે? શું ત્હારા સાહેબે મડમડીયોનો કન્ટ્રાકટ લીધો છે શું? હું મ્હારા મનનો મુખત્યાર છું. ત્હારો સાહેબ તેને પરણશે, પછી નહિ મળીશ!"

"વારૂ, બાપુ, પણ વાત પેટમાં રાખજો. રામ–રામ."

આટલું કહીને જાલમે ઘોડો પાછો ફેરવ્યો. ખરેખરી રીતે જાલમની વાત ખરીજ ન હતી. તે તો માત્ર રેન ફરવા નીકળ્યો હતો. જાલમને વાત વાતમાં પાંચસો રૂપિયાની વીંટી મળી ગઇ.

અને તે પૂર્વથી પાછો ફરીને પશ્ચિમ તરફ ચાલ્યો. મ્હારાજાના મનમાં ચટપટ થઇ. લીનાંના મનની હકીકતનું કારણ હાથ આવતાં લીનાંને ચાટ પાડવા, તે પોતાને કરેલાં છુપાં અપમાનનું છુપું વેર લેવા મીઠી છુરી લઇને લીનાંને બંગલે પાછો ફર્યો ! મહારાજા ત્યાં ગયો. જાલમ પાછો ફર્યો. બન્નેએ પરસ્પર વીસ—પચાસ કદમ માર્ગ કાપ્યો હશે, ત્યાં જાલમને તેનો સાહેબ મળ્યો. જાલમે ઘોડાપરથી ઉતરીને લશ્કરી રીત પ્રમાણે સલામ કરી.

જાલીમને જોઇને સ્ટીલ સાહેબે હમેશની રીત પ્રમાણે જાલીમને પ્રશ્ન કર્યો, ટેવાઇ ગયલા જાલમે જવાબ દીધો. જો કે તે કશું અંગ્રેજી શીખ્યો ન હતો, પણ હમેશના સહવાસને લીધે અમુક શબ્દો સમજી શકતો હતો ને તેથીજ સાહેબે અંગ્રેજી શબ્દમાં થોડું પુછ્યું હતું.

“ મહારાજા સાહેબ મીસ લીનાંને ત્યાં હમણાં ગયા, એમને સલામ કરવા ઉભો હતો. આપની તેણે ખબર પુછી. સાહેબ તથા મીસ લીનાં મુંબઇ સાથે જાય છે, એ પણ જણાવ્યું ! ”

“ ઓ હંબક ! ઓલ રાઇટ ! ” સાહેબે હસીને ઘોડો ચલાવ્યો—અને તે લીનાંના બંગલા તરફજ ચાલ્યો. જાલમે જોયું, કે સાહેબ તે તરફ ચેષ્ટા જોવા જાય છે. લીનાંને અને ઠાકોરને તકરાર થશે, ને સ્ટીલ સાહેબની નજર ઠરશે, તો તાલ જામશે. ”

જાલમને આમ કરવાનું એવડું કારણ હતું. જો લીનાંને અને દરબારને બીયાબારૂં થાય, તો સ્ટીલ સાહેબ ફાવી જાય, ને તેમાં પોતે જરા ખાટી જાય: અગર સાહેબ સાથે તથા લીનાં સાથે દરબારને બગડે, ને ઠાકોર સપડાય, તો પોતાના અપમાનનું વેર વળે, એથી આ ખવાસી રાજખટ ઉભી કરીને પોતે પણ આડે મારગે લીનાંના બંગલા તરફ ચાલ્યો.

# પ્રકરણ ૧૦ મું.

## લીનાં અને સ્ટીલ! નવું કૌતુક!

"હું તમારી સફર સફળ ઇચ્છું છું." મી. સ્ટીલ સાહેબે લીનાંને મુબારકબાદી આપી.

"થેંક્યું, વેરીમચ!" લીનાંએ જવાબ દીધો.

સ્ટીલ સાહેબ ઘોડાપર બેઠેલો હતો. લીનાં પોતાના બાગની દિવાલ પાસે ઉભેલી હતી. લીનાં અંદર હતી. સાહેબ બહાર હતા.

મહારાજાની ગાડી હજી લીનાના બંગલા તરફ આવે, ત્યાં સ્ટીલ સાહેબ ઉભા ઉભા ચંદ્રની રાતની મોજ જોતા હતા. સ્ટીલ સાહેબના છેલ્લા મુબારકબાદીના શબ્દો મહારાજાએ સાંભળ્યા. તેઓ બન્ને વાતોમાં ગુલતાન હતાં—મહારાજાની મોટાર ધણી સ્લોટ જતી હતી. સાહેબ તથા લીનાં બંગલાના પાછલા ભાગપર હતાં, પણ તેમનો ઓળો રસ્તાપરથી જણાતો હતો. મહારાજાએ બંગલાથી થોડે દુર એક ઝાડ પાસે મોટાર ઉભી રાખી, અને પોતે પાછલે રસ્તેથી જ્યાં લીનાં તથા સ્ટીલ સાહેબ વાર્તા કરતાં હતાં, ત્યાં જઈ ચડયો, ને એક ખુણામાં વાર્તા સાંભળવા ઉભો રહ્યો.

"મીસ લીનાં? મને માફ કરજો, હું તમને અપમાન કરવા, કે મન દુખવવા નથી કહેતો, પણ હું મ્હારી જાતની બાનુને પોતાનો દરજ્જો જાળવવા રીકવેસ્ટ કરૂં છું, કે શું તમારા જેવી ખુબસુરત બાનુને માટે લાયક અંગ્રેજ વર નથી મળવાનો?"

"મી. સ્ટીલ, તમે શું એમ ધારો છો, કે હું આ મહારાજાના આશરામાં છું, તેથી તેની જોડે લગ્ન કરીશ?"

" તમારે માટે દરેકને એવી શંકા છે."

" એક દારૂડીયો ને વ્યસની દેશી ઠાકોરડો, જેનાં મગજનું કે બુદ્ધિનું સમતોલપણું સરખું નથી, તેને હું આ મ્હારી સુંદર કાયા આપીશ? શા માટે? તેનાં બે લાખનાં ગરાસ માટે? છટ્–નોન્સન્સ!"

" ભલે, તમે તમારા મનનાં મુખત્યાર છો, પણ હજી તમે દેશી રાજખટપટથી અજાણ્યાં છો. આ સ્થળમાં તો ગરદન સદા તરવાર-પરજ લટકી રહે છે. એ તો આપણો અંગ્રેજી અમલ નીતિદ્વારે આકરો છે! ને જરાક આંધળી આંખ જુએ કની તો આ ગરાસીયા લોકો ગરદનપર ચડી બેસે તેવા છે. આ કાઠી રાજમાં તરખચ પેઠે લોકોને ચીરી નાખનારા છુપા વરૂ જેવા કેટલાક રાજાઓ છે. જુઓ તો ખરાં! તેના મહેલમાં રાણીયો કેટલી છે? ને તે છતાં નવાં લફરાંનો સુમાર નથી!"

" હું તે સર્વ જાણું છું. ને તેથી તો મને કંટાળો આવ્યાથી હું હાલ મુંબઇ જતી રહું છું."

" ભલે, તમારા મનમાં કંઇ ભલી ઉમેદ હોય, ને મુંબઈમાં તે પાર પડે, તો હું ખરા દીલથી મુબારકબાદી આપીશ. પણ તમે તમારી ભવિષ્યની દોરી આ માંકડાઓના હાથમાં ન દેશો. મને માત્ર એટલીજ લાગણી થાય છે. સુખ–દુઃખ કે સંગ–રંગ મળવો, એનો પરસ્પરનાં ભાવીની વાત છે."

" મી. સ્ટીલ? તમારા જેવા દયાળુ ને ભલી લાગણીવાળા જેંટલમનને હું ચાહું છું, પણ એક ખેરખ્વાહ કરતાં બીજી કોઇ રીતે ચાહી શકતી નથી, તે માટે તમે મને માફ કરશો."

" મીસ લીનાં! હું મ્હારે માટે કંઇ કહેતો નથી. તમે તમારા મનનાં મુખત્યાર છો. દીલ દિવાનું છે. અને વળી આ એકાન્ત સ્થળમાં આપણો ભેટો થઇ ગયો છે. તમે નિરાધાર જેવાં છો. હું અહીંનો હોદ્દેદાર

છું. ઇન્ડીયા આપણા લોકોનું સ્વર્ગ છે. અને તમે સુંદરીઓ તો દેવાંગના પેઠે અહીં પુજાઓ છો. આ સંજોગ વચ્ચે મેં તમારી તરફ દીલ દોડાવ્યું છે. પણ તેથી તમે કોઈ રીતે બંધાયલાં નથી."

"હું તમારા જેવા ભલા સાથીની ભૂખી છું, પરંતુ કોઇ રીતે હજી હું મ્હારા મનના ઠરાવને નિશ્ચય કરી શકી નથી મને કુંવારાં રહેવું વધારે પસંદ છે!"

"મીસ લીનાં? તમારા જેવી અટુલી જુવાન છોકરીએ કદી પણ એવો વિચાર ન કરવો. જો જો હં! તેવા વિચારમાં તમે ઠગાશો. તમારી જીંદગી રઝળાશે. વળી જગત ભયંકર છે. મોહ લોભ ને લાલચ તમને આડે રસ્તે ઉતારીને પછી ઉંડી ખાઇમાં ફેંકી દેશે. તમે તે માર્ગમાં કંઇ જોઇ-જાણી નહિ શકો! તમારા જેવાં અનાથ સ્ત્રીયે તો જેમ બને તેમ તાકીદે ભાવીનો જોખમ દુર કરી નાખવો જોઇએ. હું તમને એડવાઇસ આપું છું, કે તમારી જે તક જાય છે, તેમાં તમારે લાયક પણ યુરપીયન જુવાનને પસંદ કરી લ્હેવો, અને જો ઇન્ડીયામાં રહેવું ન હોય, તેમ તેવો લાયક ભરથાર ઇન્ડીયામાં મળી ન શકતો હોય, તો તમારે એકદમ ઈંગ્લાડ ઉપડી જવું; ને તે માટે જે મદદ જોઇએ, તે હું ખરા દીલથી આપવા રાજી છું."

"મ્હારૂં આ સંસારમાં સગું-વ્હાલું કોઇ નથી. મને ઇન્ડીયા ને ઈંગ્લાંડ સરખાંજ છે. મને માત્ર કોઇ ઉદ્યોગ જોઇએ છે. હું મીશનરી છું, એ વાત તમે જાણતા હશો. મને તે સ્થળમાં રહીને ધર્મ સંસ્થા જોવાની ઇચ્છા છે."

"તો જેવી તમારી મરજી, પણ એ વિચારમાંયે તમે ઠગાઓછો હાલમાં આપણા ગુરૂમંડળમાંહે કંઇક સડો પેઠેલો લાગે છે. સર્વ કરતાં લાયક લગ્ન થાય, તો તમારી સલામતી માટે સો ટકા સારૂં છે!"

"પણ કુવામાં પડવા કરતાં, આંધળાં થવા કરતાં, કુંવારા

રહેવું શું ખોટું છે! આપણા લોકોમાં તેનો કંઇ અપવાદ છે ? ”

“ તમે જુવાન અબળા એક દેશી રાજાના મહેલમાં, ઇન્ડીયાના છેલ્લા ખુણામાં પડેલાં છો એ મ્હારા મત પ્રમાણે ભયંકર છે. ”

“ એ હું સારી રીતે સમજું છું, ને તેથીજ કાલે મુંબઇ જવા ધારૂં છું. ”

“ ઓલરાઈટ ! ગુડબાય ! મ્હારે પણ કદી કાલે આવવાનું થશે.

“ થેંક યુ ! ગુડબાય ! ” લીનાંએ ઉપકાર માન્યો. સ્ટીલ સાહેબ સલામ કરીને રવાના થયો. તેના મનમાં ખાત્રી થઇ, કે લીનાં માત્ર ઠાકોરને તો ઉડાવે છે. ઠાકોરને ખાત્રી થઇ કે સ્ટીલને લીનાં પરણે, તે વાત જુદી છે. પણ મુંબઇ જઇને લલચાવવાની શંકા પેઠી !

લીનાં બંગલામાં ચાલી ગઇ—અને ઠાકોર ગુપચુપ પોતાના મહેલ તરફ રવાના થઇ ગયો.

---

## પ્રકરણ ૧૧ મું.

---

### કૌતુકમાં કૌતુક ! ઠાકોર ને શારદા.

---

લીનાં પોતાના પલંગપર પોઢી—સુખ તો સ્વપ્ના તુલ્ય લાગતું હતું—દીલ વિનાનું ડીલ કેવળ પથારીમાં પડેલું હતું. કપડાંની સોડ એ હાલતો સ્વામીનું સુખ અને શરીરનો સંરક્ષક હતી. તે પોતાના પૂર્વ મિત્ર જ્હોનની ઝંખના કરતી હતી.

આહા ! કુદરતની અદ્દભૂત ગતિ છે. કેટલાંક સમયપર ને પ્રેમીજનના ચિત્ત પર ચડેલું, તે અકાળે આવી મળે, એ પણ ખુબી ! જે મૂર્તિ માત્ર મનનીજ છુપી સાથી હતી, તે મૂર્તિ જ્યારે પોતાનીજ મેળે માર્ગ કરે, ત્યારે અંતઃકરણના સાચા રંગનો પૂરો પડઘો પડેલો

માની કેમ ન શકાય? શુદ્ધ પ્રેમની આ પ્રતિમા છે. ખરાં જીગરનું આ ચિત્ર છે. અને અનિવાર્ય અંત્તરની એ એક આરસી છે.

લીનાં, જ્હોનનું ફુરસદનું રમકડું ગણાયું, તે પછી લીનાંનું મન નાસીપાસ થયું હતું, પણ હમણાં જ્યારે જ્હોને તેને ઝંખવા માંડી, ત્યારે લીનાના અંત્તરમાં પણ તેની ઝંખના ઉભી થઇ રહી છે......

લીનાં અને સ્ટીલનો નવો નાટક જોઇને મહારાજા સાહેબ પોતાના મહેલ તરફ પાછા ફર્યા. રાત્રીના બરાબર બે વાગી ગયા હતા. મોટાર ધીમે ધીમે ચાલતી હતી. કિલ્લાની એક બાજુ દરબારી બગીચા નજીક જ્યાં મોટાર આવી, ત્યાં ડાબી બાજુના એક માળના બંગલામાં કોઇ સુકુમાર નવયોવના સુંદરી ઝરૂખામાં ઉભેલી જોવામાં આવી.

આ મનોહરીની કાન્તિ, મહારાજાના મહેલની રાણીઓને શરમાવે તેવી હતી. તેની મુદ્રાપર પવિત્ર પતિવ્રતાનું તેજ પ્રકાશી રહેલું હતું. તેના નમણા ચ્હેરા પર પ્રભુની કૃપા—છાયા છાઇ રહી હતી. ચંદ્રમામાં જેમ કાળું ધાબું દેખાય, તેમ માત્ર તેના સુખી વદન પર ચિન્તાની છાંયડી આવી રહી હોય, ચંદ્ર પર વાદળી છવાતી હોય, એવો ભાસ હતો. મહારાજાએ તરત મોટાર ઉભી રખાવી, અને ડ્રાઇવરને હુકમ કર્યો, કે એ બંગલો કોનો છે, તેની તપાસ કરવી. ડ્રાઇવર તરત નીચે ઉતર્યો, અને દરવાજા પાસે જઇને પેલી સુંદરી તરફ જોઇ જરાવાર ઉભો—તેવીજ તેણીની નજર પડી. અને તેણેજ પુછ્યું, કે "આ ટાણે તમે કોની શોધ કરો છો?" ડ્રાઇવરે કહ્યું કે "આ બંગલો કોનો છે?" બાઇએ જવાબ દીધો, કે "સુંદરલાલ બેરીસ્ટર રહે છે!" સુંદરલાલનું નામ સાંભળતાંજ ઠાકોર તરત મોટારમાંથી ઉતરી પડયા—ને ડ્રાઇવરને બોલાવીને કહ્યું, કે "બેરીસ્ટરને બોલાવી લાવ!" ડ્રાઇવરે પેલી બાઇને કહ્યું, કે

" ઠાકોર સાહેબ બેરીસ્ટર સાહેબને યાદ કરે છે ! " ઠાકોરનું નામ સાંભળતાંજ સુંદરલાલ પથારીમાં જાગૃત હતો, તે ઉભો થયો, અને તરતજ બહાર આવ્યો. પેલી મનોહર સુંદરી અંદર ચાલી ગઇ. સુંદરલાલે મહારાજની મોટાર જોઇ, ને તેમને પોતાને પણ ઉભેલા જોયા, એટલે તરત નીચે ઉતરી આવ્યો, ને બે હાથ જોડીને નમન કરી બોલ્યો.

" હજુરની સ્વારી આ ટાણે આ તરફ પધારી ? "

" લગાર તમારી સાથે વાત કરવાની છે. આપણે અંદર બેસીયેં, તો ? "

" પધારો, કૃપાનાથ ! મકાન આપનુંજ છે. હું પોતે પણ આપનોજ છું તો ! " બેરીસ્ટરે વિવેક કર્યો. અને બન્ને જણ અંદર ગયા. મોટાર બહાર ઉભી રાખી " મી. સુંદરલાલ, તમે મ્હારા મિત્ર જેવાજ છો. તમને કહેવાનું એ છે, કે હું મીસ લીનાંને ત્યાં મળવા ગયો હતો, તે દરમ્યાન સ્ટીલ સાહેબ સાથે તે—ખાનગી મસલત કરતી હતી. મ્હારી છુપી હાજરીમાં મેં સાંભળ્યું, કે તેણી આવતી કાલે સાંજે મુંબઇ ઉપડી જનાર છે. ને તેને સ્ટીલ સાહેબજ નસાડી મુકનાર છે. માટે તમે હમણાં ને હમણાં લીનાંને બંગલે જાઓ. ને તેને એવી રીતે સમજાવો, કે તે મુંબઇ જતી અટકી પડે. તેમ કરતાં કદાચ તેને મોટી લાલચ દેવી પડે, કોઇ પણ પ્રકારનું એગ્રીમેન્ટ કરી આપવું પડે, તેને ભરૂસો આવે, તેવી જામીનગીરી આપવી પડે, તો આપણા રાજની સલામતી જાળવીને તે રીતે કરી આપવાની લાલચમાં લપટાવો ! આ કામ બીજા કોઇનું નથી. તમે જેમ કાયદામાં પ્રવીણ, તેમ વિશ્વાસમાંયે ગુંથાયલા છો. વળી આ કામ અતી વિશ્વાસુ માણસથી કરવાનું છે. મેં બહુ વિચાર કર્યો, પણ કોઇ લાયક માણસ હાથ ન ચડયો. આખરે તમે યાદ આવ્યા. તમે અંગ્રેજી

એક્ઝિટ સમજો છો. વિલાયતી વેજાંના તમે પાસંગત છો. માટે તૈયાર થાઓ. ”

“ હાજર છું, ગરીબ પરવર ! આપની વિશ્વાસુ નોકરી ક્યાંથી !” એટલું કહીને તરત તે મેડી ઉપર ગયો. ને પોતાની પ્રિય પત્નીને ખુશાલી બતાવી કે, મહારાજા સાહેબ પોતે ચાલીને ઘેર પધાર્યા છે, ને એક ખાનગી કામ માટે મને મોકલે છે, કે જેમાં આપણો પુરતો લાભ સમાયલો છે. ” બેરીસ્ટરે વાત કરતાં કરતાં કપડાં પહેરી લીધાં, અને તે નીચે આવ્યો.

“ સુંદરલાલ ! પ્રભાતનો પહોર શરૂ થયો છે. હું પણ આખી રાતના ઉજાગરાથી થાકી ગયો છું, માટે લગાર—“એક ડોઝ લેહેશો ?”

“ હા: માફ કરજો ! ” મહારાજાએ વિવેક કર્યો. બેરીસ્ટરે ઉંચો વાર્મન કહાડયો, ને એક ગ્લાસ ભરી આપ્યો.

“ આપ પણ લગાર તૈયાર થાઓ ! સંગનો રંગ તો સાથેજ સ્યો. ” મહારાજાના આગ્રહથી બેરીસ્ટરે પણ એક લીધો.

“ હવે મને શી આજ્ઞા છે ? ”

“ કહો, તમે મોટાર પાછી મોકલશો, કે હું ચાલતો જાઉં ?”

“ હું ચાલતો જાઉં. તો ? ”

“ આ ઇમપોરટન્ટ કામ છે. માટે યુનીફોર્મમાંજ જાઓ. ઇંગ્લીશ લેડી પણ સમજી શકે કે, તમે મ્હારા વિશ્વાસુ અને કોમ્પીટન્ટ જેંટલમેન છો. ”

“ તેથીજ મ્હારે પગે ચાલીને કામ કરવું જોઇએ. આપને ઉજાગરો કરવાની જરૂર નથી. પગે ચાલીને યાત્રા કરવી, પગે ચાલીને દેવમંદિરે જવું, ને પગે ચાલીને માલીકની નોકરી ઉઠાવવી, એ સેવકનો ધર્મ છે. હનુમંત અને વાલી, સુગ્રીવ ને વિભીષણને ક્યાં વાહન હતાં ? ”

" વારૂ, ત્યારે તેમ કરો—પણ ખુલાસો આપવા મ્હારે બંગલે તમારે હમણાંજ આવવું પડશે. હાલ તમે જાઓ—હું મ્હારે બંગલેથી આજ મોટોર પાછી મોકલું છું. "

" ઓલ રાઇટ ! તેમ કરવું ! ત્યારે મને રજા છે ?"

" ચાલો, હું પણ આવું છું. " મહારાજા ઉઠ્યા. ચોમેર નજર કરી. બહાર પગલું મુકતાંજ શારદાએ ચીસ પાડી—તેને વીંછી કરડ્યો. બેરીસ્ટર અને મહારાજા બન્ને મેડીપર ચડી ગયા.

" મને વીંછીએ ડંખ માર્યો છે ? " શારદાએ હાથની આંગળી પકડી રાખી, ને કચવાયલે મ્હોડે જવાબ દીધો.

શારદાને ખરે વીંછી કરડ્યો હતો ? ના—તેને સર્પદંશ થવાની ધાસ્તી લાગી હતી. દારૂડીયો ઠાકોર કદી એકાન્ત સમયનો લાભ લઇને લજ્જાલોપન કરે, તો જીવન દુઃખ થઇ જાય. પરભવ ને પુનર્ભવનાં પાપ એકઠાં થઇ જાય, આ ભીતિથી બેરીસ્ટરને અટકાવવાનું બહાનું કહાડ્યું, શારદાને થયલી કલ્પના ખોટી નથી. ઠાકોરનો એજ ઇરાદો હતો.

" ત્યારે તો તમે એકદમ મોટોર દોડાવો—અને દરવાજા પર રાત—ચોકી કરનારા પેલા જમાલખાં ઉસ્તાદને બોલાવી લાવો. જાઓ, જરાયે ઢીલ ન કરો ! " મહારાજાએ બેરીસ્ટરને તાકીદનો હુકમ કર્યો.

" ના, કોઇને બોલાવવાની જરૂર નથી—મ્હારૂં લોહી ઝેરી છે, તેથી મને વીંછીનું ઝેર ચડતું નથી. માત્ર એકાદ કલાક સહજ વેદના થશે. " શારદાએ છટકું માંડયું, બીજીવાર સપડાવાની જાળમાંથી છટકવા માંડી.

" તો હોસ્પીટલમાંથી દવા લાવો—નદન ઝેર રાખવું નહિ. "

" પણ મને હરકત થવાનીજ નથી—માત્ર મ્હારા મનમાં ગભ-

રાટ થાય છે—લગાર સુવા દો. મને પંખો નાખવા કહો ! ”

બેરીસ્ટરે નોકરને બોલાવ્યો. શારદા પલંગપર જઇને પડી; અને નોકર પંખો નાખવા લાગ્યો.

“ બાપુ સાહેબ ! આપણું કામ સવારપર રહે તો ? ”

“ વારૂ. ચિન્તા નહિ. પણ તમારાં ધર્મપત્નિની તબીયતના સમાચાર સવારમાં લઇને વહેલા આવજો. રાણી સાહેબ તેમની મુલાકાત માટે જંખે છે ! ”

“ પણ સાહેબ ! એવણ ઘણાંજ શરમાળ છે. ”

“ એમ શરમાવું ન ચાલે, કાલે જરૂર લાવજો, અને જ્યારે આવવાનું હોય, ત્યારે મોટોર મંગાવી લહેજો. ” એટલું કહીને મહારાજાએ ધીમે પગલે રજા લીધી—શારદાને જોતાં જોતાં દાદર ઉતર્યા—ઉમેદ નિષ્ફળ નીવડી. કપટજાળ તૂટી ગઇ. શારદા બચી ગઇ.

મહારાજા વિદાય થયા પછી શારદાએ પોતાના મૂર્ખ પતિને પોતાનું ચરિત્ર સમજાવ્યું; અને રાજા, વાંઝા ને વાંદરાનો વિશ્વાસ ન કરવાની શિખામણ આપી. આ કૌતુક કેવું ?

---

## પ્રકરણ ૧૨ મું.

---

### લવલી લીનાં ! જહાનનું રસીલું રમકડું !

---

“ બાળકને ભૂત કહી ભડકાવે, જ્યાંસુધી સમજણ નાંહી;
સમજુ થાતાં ભરમ ભાગતાં, મર્મ લહે મનમાંહી,
ઇંડાને બહુ બીક બાઝની, જ્યાંસુધી પડદે પડીયાં;
ગુરૂ કૃપાએ પડદો ફુટે, ઉડી ગગન ઘર અડીયાં. ”

પ્રેમ-ઘેલી લીનાં જ્યાં સુધી મનના ગુચવાડામાં, અને પ્રેમની નિરાશામાં નાસીપાસ બનેલી હતી, ત્યાંસુધી પ્રીન્સના આશરામાં ઢાંકી રહી; પણ જ્યારે પેલા સિંહનાં બચ્ચાં પેઠેમ કાચું લોહી ચાખવા મળ્યું, ત્યારે તેનો અસલ ખવાસ ઉભરાઈ નીકળ્યો. લીનાં જો કે જ્હોનની બેવફાઇથી અતીશય નિરાશ થઈ ગઇ હતી. અને પોતાના પિતા મેકલીનની વૃદ્ધાવસ્થાને લીધે તેની માયાળુ મમતાને આધીન થઇને વિશળપુર આવી હતી. અગર જો જ્હોન વફાદાર રહ્યો હોત, તો આ મધુર સુંદરી કદાચજ મુંબઈ છોડી શકત !

જ્હોનનું આ રસીલું રમકડું માત્ર એક ઘડીના કામ-વેગના અંધાપામાં હાથમાંથી છટકી જવા પામ્યું હતું. વિકટોરિયા ગાર્ડનમાં એક નવી રમણી સાથે જ્હોન ગમ્મત ઉડાવતો હતો. અને તે વેળાએ પેલી પુતળી, લીનાંને અળગી કરવા, ને પોતાને હૃદયમાં થાપવા જ્હોન કને કબુલાત માગતી હતી. તે વેળાએ જ્હોને માત્ર "લીનાંને ફુરસદનું રમકડું" કહીને તેનું અપમાન કર્યું હતું; એ શબ્દોજ માત્ર આ સુંદર પ્રેમી જોડાંને લાંબા કાળ સુધી અળગાં રાખનારા હતા. જ્હોન એમ સમજતો હતો, કે લીનાં બિચારી એ શબ્દો કયાં સાંભળનાર છે ? ને તેથીજ નવલ મધુરીના પ્યારમાં ગુલતાન બનેલો વિકટોરિયા ગાર્ડનનો સુડો, એક ભમરીને રમાડતાં રમાડતાં મેનાને અપમાન કરતો હતો.

સ્ત્રી જાત અદેખી છે. પોતાના પ્યારા પાસેથી ગ્રહણ કરેલો પ્રેમ બીજી તરફ જવા દેવાને હઠીલી થાય છે. વ્હાલાના અંતરનો તાર બીજે ઉછળેલો જોઇ-જાણીને તે વાઘેણ સમી વિકરાળ બને છે. તેની સહનશીલતા નાશ પામે છે. અને તે પોતાનો ક્રોધ જાહેર કરવાને અધીરી બની જાય છે. જો કે એ આકળાપણામાં પોતે પોતાનું નુકસાન કરે છે. ને પાછળથી પસ્તાય છે, તે છતાં આકળા વખતને

આધીન થઇને ક્રોધનું બલિદાન દીધા વિના રહેતી નથી.

લીનાંએ પોતાના આશાધાર જહોન તરફથી અપમાન ભરેલા અક્ષરો કાનપર ધરી, હૃદયથી નાસીપાસ થઇને ઘેર ગઇ; અને તે પછી મુંબઇ તેમને માટે કેવળ અકારૂં થઈ પડયું. જહોનને એ વાત જ્યારે માલમ પડી, કે લીનાં જેવું મધુરૂં પંખીડું હાથથી છટકયું છે, ત્યારે તેને વિમાસણ તો થઈ પડી, પણ પેલી નવીન સુંદરીના સ્નેહ-ને લીધે તત્કાળ તેને કશું લાગ્યું નહિં. લીનાં તો વિશળપુરમાં આવી. અને એકદમ સપડાઇ ગઈ. મી. મેકલીનના અકાળ મરણને લીધે તે કેવળ નિરાધાર બની ગઇ. એક તરફથી પિતાનો સ્વર્ગવાસ, ને બીજી તરફથી જહોનની બેવફાઈ, એ પ્રસંગ તો ગુણવંતી અને જયન્તના પ્રસંગ જેવો થઈ પડયો. અંતે તેણે સમયને માન આપ્યું, ને વિશલપુરના રાજકર્ત્તાની દયા મેળવવાની તેને ફરજ પડી. તેનું હૃદય દુઃખતું હતુ'. દુભાતું હતું. શરૂઆતમાં તો તેણીયે પ્રીન્સને પોતાનો કરવા માટે હૃદયને ઉશ્કેરી દીધું; પણ ધીમે ધીમે જ્યારે તે રજવાડાંની રીત, જનાનાનું કેદખાનું, દેશી રાજની ખટપટ, અને વૈર તથા દગાની વાતોથી વાકેફ થવા લાગી, ત્યારે તેણે મહારાજા પ્રત્યેથી પોતાનો પ્યાર પાછો ખેંચી લેવા માંડી–દેશીઓ પ્રત્યે એક પ્રકારનું સુગ લાગવા માંડયું. ખાસ કરીને રાજાઓની હવસી હેબીટ તેને નાપસંદ પડવા લાગી. જ્યાંસુધી પંખીડું પાંખ વગરનું ને અજાણ હતું, ત્યાં સુધી તે પંખીડાંઓની ચાંચના ઘા સહન કરતું હતું; પણ જ્યારે તેને પાંખ આવી, અને સમજણું થયું, ત્યારે તેને પોતાની અસલ સ્થિતી તથા સ્વભાવનો જોશ બહાર પડવા લાગ્યો. પોતે કયાં, ને કેવી રીતે ફસી પડી છે, એ પ્રસંગ ઉદાસી લાવવા લાગ્યા. યુરોપીયન લેડીના મનમાં દેશી રાજ્યના વૈભવો અભાવ જેવા થઇ પડયા. નીશાબાજ રાજાઓ, જેમને અંગ્રેજ લેડીઓના નાજુક વૈભવ–વિ-

લાસની કશી ખબરજ નથી; માત્ર કામ–ભોગમાં આંધળાજ બનીને, ખવાસણો કે ઢેડીયો સુદ્ધાંને પાશમાં નાખે છે, એવા કુચ્છંદીયોના કુચ્છંદો નજરે જોયા પછી લીનાં જેવી નાજુક બદનની નાજની પ્રીન્સને ગાંઠે ખરી? મી. સ્ટીલ જેવો અમલદાર વારંવાર લીનાને સમજાવતો, પટાવતો, પણ તેની તરફ તેણીનું દીલજ દોડયું નહિ, પછી લીનાનો શો વાંક? કેટલીકવાર પ્રીન્સની કુટેવો સાંભળીને તે હારી જતી થાકી જતી હતી, પણ સ્ટીલ તરફ ખેંચાતી ન હતી–હજી સુધી એકવાર પણ પ્રીન્સ, લીનાંના ગોરા ગાલપર હોઠ લગાડવાને ભાગ્યવંત થયો ન હતો. માત્ર શેકહેન્ડ કરતાં કોમળ હાથને જોશથી દાબતો, ને હવસ સમાવતો હતો, પણ એ જોશની અસર લીનાંને થતી કે થઇ ન હતી; કેમકે અંગ્રેજ લેડીયોને શેકહેન્ડનો તો વિવેકજ રહેતો હતો: એ તો પોતાની એટીકેટ ને માન સમજતી હતી. જો કોઇ પિછાણદાર પુરૂષ, શેકહેન્ડ ન કરે, તો તેણી અપમાન માનતી હતી; તો પછી લીનાંને તે કંઇ નવું ન હતું. કદી દેશી પુરૂષોને મન કોઇ સ્ત્રીનો હાથ પકડી શેકહેન્ડ કરવી, એ તો વૈકુંઠની દોલત, ને ઇંદ્રનો વૈભવ મેળવવા જેટલું સુખ મનાતું હતું.

લીનાંના મનની ઉદાસી વધતી ચાલી—અને હવે વીજાપુરથી છુટવાની તૈયારીમાં પડી!

વાંચનાર! લીનાંનું કોઇ હવે સગું નથી, એ વાત જાણીતી છે. મુંબઇમાં કે લન્ડનમાં, પછી અમેરિકામાં કે આફ્રિકામાં જ્યાં જાય, ત્યાં તેને તો નવાંજ સગાં અને નવાજ ઉતારા હતા, તે છતાં તેણી મુંબઇમાં ચાલી હતી. જહોનનું ફુરસદનું રમકડું ત્રણે દહાડે પોતાના જહોનને મળવા જતી હતી. ક્યાં?

લીનાં જેમ મનથી નેતર જેવી કોમળ તેમજ ચીવટ હતી, તેવો જહોન નહોતો. સ્ત્રી જાત કોમળ છે, તેવીજ હઠીલી, અદેખી ને

ચીડાઉ છે. પુરૂષો કઠોર દેખાય છે, પણ સંજોગ વચ્ચે તે નબળા, બ્હીકણા અને રંક છે! પુરૂષો જલદી માફી માગી લ્હે છે. સ્ત્રીયો મરતબાબાજ, ટેકીલી, હઠીલી, દુરાગ્રહી અને પોતાનોજ કક્કો પકડો કરનારી સ્વચ્છંદી છે. ને તેથીજ તેનો ગુણ નેતર જેવો છે.

જ્હોન વિલાયતથી આવીને પસ્તાવામાં પડયો. ને લીનાંને શોધવા ચાલ્યો; તેમ લીનાં પણ પીયુને મળવા ચાલી.

બીજે દહાડે લીનાં મુંબઇ તરફ રવાના થવાની છે, અને તે પાછળ સ્ટીલ સાહેબ જનાર છે, આ સંકેત વીશળપુર રાજકર્તાને શંકાશીલ થયો, ને તે લીનાંને અટકાવવાના પ્રયત્નમાં પડયો.

---

## પ્રકરણ ૧૩ મું.

### સ્વપ્ન માર્ગે પ્રેમ તાર.

દીલનું ચિન્વ્યું દિવસે, તેજ ચિન્તવન રાત્રે સ્વપ્નમાં આવ્યું હોયજ! સાચા ને શુદ્ધ અંતરના તારનો રણઝણાટ, સેંકડો મૈલ પરથી વાગતો પ્રેમીના હૃદયમાં રણકે છે. ઘણા દીનનો વિસરાયલો પ્રેમ તાજો થઇ શકે છે. સોનું દટાઇ જાય, ને તે પર માટી ફરી જાય, અથવા તો જમીનની રસાયણના રસથી કંઇક સ્વરૂપમાં ફેર પડી જાય, પરંતુ સોનાનો પદાર્થ ટળી ન જાય! જ્હોન પેલી માતબર અંગ્રેજ વેપારીની પુત્રી જેડે વિકટોરિયા ગાર્ડનમાં અચાનક ભેટી પડયો, ને તે સુંદરીના પિતાજી ધનની લાલચે લીનાં પ્રત્યે બેવફાઇ ભરેલા શબ્દો ઉચ્ચર્યા, પણ અંતે તો જ્હોનના મનમાં વસેલી લીનાં સામે આવીનેજ ઉભી રહી.* જે. કે તે પછી જ્હોન વિલાયત ગયો,

* જુઓ બેરીસ્ટરની બૈરી–પ્રકરણ ૧૩ મું.

ને સાથે પેલી સુંદરી વિલાયત ચાલી ગઇ, અને લીનાં વિશળપુર આવી, તેને કેટલોક સમય વીતિ ગયો. લીનાં પણ નવી–જુની થઇ ગઇ. પ્રેમી વિચારપર કાટ ચઢી ગયો. અને જ્હોન તેણીના ઉત્કૃષ્ટ કર્મના પસ્તાવામાં ગોથાં ખાતો વખત અને શરીરને ગુમાવતો જીવન ગાળવા લાગ્યો. વિલાયત તો માત્ર થોડા દહાડા મનની મજા કરવાજ ગયો હતો, પણ પાછો પસ્તાઇને તરત મુંબઇ આવી નોકરીપર જોડાયો હતો–અને લીનાના પ્યારમાં મસ્ત થવા લાગ્યો હતો. લીનાં કોઇ દેશી રાજાના પ્યારમાં પડેલી છે, એટલીજ માત્ર ખબર રાખીને જ્હોન ચૂપ બેસી રહેલો હતો. લીનાનો સુંદર ફોટો વારંવાર જોતો હતો. અને લીનાં અળગી થયા પછી તેનો ફોટો છેક પેરીસ મોકલીને વોટર કલરમાં તૈયાર કરાવી પોતાના ખાનગી હોલમાં રાખ્યો હતો: એટલુંજ નહિ પણ એક દીલની વાત ચિત્રકારને હાથે, દાંતના ટુકડાપર તેનું ચિત્ર રંગાવીને લોકીટમાં રાખી જ્હોન પોતાનું જીવન કહાડતો હતો.

કેટલાક દિવસના અંતર પછી એક દિવસ રાત્રીએ સ્વપ્નામાં લીનાં આવી–રસિલી લીનાં, ભોળી લીનાં, દયાળુ ને માયાળુ લીનાં પાછી પોતાના જ્હોન કને ધીમે પગલે, નીચી નજરે, હોઠપર આંગળી અડકાડીને, નજરને આડી કરીને, અંતરમાં વ્હાલાનું મોં નિરખવા, અને બહારથી લાડકી બનવા, ચેષ્ટા તથા ચરિત્ર કરતી, જ્હોનના રૂમમાં જાણે આવી–અધીરો જ્હોન ઇજીચેર પરથી ઉઠીને તેણીને બાઝવા ગયો, તેવીજ લીનાં ખસી ગઈ, અને હાથ લાંબા કરીને, જેમ દુષ્યન્તના બાણુમાંથી હરણુંને બચાવાને કણ્વ મુનિના શિષ્યો બે હાથ ઉંચા કરે, તેમ લીનાંએ જ્હોનનો આવેશ અટકાવવા યત્ન કર્યો—જ્હોન પગે પડીને માફી માગવા લાગ્યો, ત્યારે લીનાં માત્ર એટલુંજ બોલી

"મી. જ્હોન? આર યુ મેડ?"

"યેસ માઇ ડાર્લીંગ? યુ આર રાઇટ! શેક્સપીયર્સ સેઝ, ઓલ વર્લ્ડ ઇઝ મેડ!"

"યેસ, બટ સૉરી ફોર થુ !

"લીનાં ! ડીયર લીનાં ? એકસક્યુઝ મી, વન્સમોર ? આઇ ડીડ નોટ ઇન્ટેનશનલી આ ક્રીમ ! આઇ એમ ફરગોટ !"

"વ્હોટેવર યુ આર રીસ્પોન્સીબલ ઇન ધી કોર્ટ ઓફ ગોડ ! યુ આર ટુ ચીટ ટુ મી ! –"

"યેસ, બટ યુ આર કાઇન્ડ હારટેડ ! એકસક્યુઝ મી !– "

"ગીવ યુ પ્રોમીસ ! રીમેમ્બરર્સ મી !–"

"આઇ સે ટુ ટેક એન ઓલ, આઇ વીલ કીપ ઇન માઇ હાર્ટ ઓલવેઝ !"

"ઓલ રાઇટ, માઇ ગુડ જ્હોન ?"

ભલી લીનાંએ તેનો હાથ પકડીને ઉભો કર્યો–અને જેવાં બન્ને આ બે પ્રેમાલીંગન કરવા ભેટ્યાં–તેવીજ બન્નેને શુદ્ધિ આવી—જ્હોન મુંબઈમાં ને લીનાં વિશલપુરમાં ! પથારીમાંથી બન્ને ચમક્યાં—અને આંખ ઉઘાડી જોયું, તો સ્વપ્નાના તાર ! પણ ખરેખર એ તાર હૃદય-ના સિતારના હતા ! કુમુદ–ચંદ્ર પેઠેમ અંતર ખીલવનારો હતો–વિસ-રાયલો પત્ર, બીડાયલી કળી, અને સુકાયલો છોડ, પાછો તાજો થવાની આશાનું મેઘ જળ–બિંદુ હતું ! શું ખરેખર લીનાં તેને ચાહતી હતી ? લીનાંના સ્વપ્નમાં તેવું હતું ? આ ઉત્તર તો પ્રેમીયો જાણે !—

## પ્રકરણ ૧૪ મું.

### છગનીયો ને મગનીયો–બે ભૂહા ચોર !

" બાપુ ! લોકોમાં અમારી બહુ નિંદા થાય છે !" છગ-નીયો બોલ્યો. મહારાજાને મોહવશ કરવા કહ્યું.

"અરે કેટલાક મતલબી તો કહે છે કે એ તરગાળાના છોકરા તો મહારાજાની આંખની કીકી જેવા છે !" મગનીયે કહ્યું.

"દુનિયાં તો દોરંગી છે ! જેને જેવું પરવડે, તેવું તે બકે-બોલે ! જગતના નિંદક ને મતલબી લોકોના બોલવાપર ચાલે, તો કદી કોઈ સુખી ન થાય ! તમે તમારે મોજ કરો. તમારૂં નાટકી કામ કેમ ચાલે છે, વારૂ ?"

"બાપુ ? કવિ તો મરી ગીયો. હવે તો અમારે હાથેજ કવિ થવાનું છે ! બાપુને પસંદ પડે તો સારૂં ! મગનભાઇ ગદ્ય લખે છે, ને હું કવિતા—ગાયન કરૂં છું ?"

"વાહવા ! એજ ઠીક ! ઘરનો તાણો ને ઘરનો વાણો, મિજાજી કવિયોનાં ઘર પુછવા કરતાં જાત કમાઇ સારી ! તરગાળા અસલ જન્મથીજ કવિ કહેવાય ! તેમાં વળી તમને નાટકનો કાચો પાકો અનુભવ એટલે પુછવું શું ?"

"અરે હાજતો ! વળી જોનારા તે કયા મોટા ડાહ્યાના દીકરા આવે છે ! ભવાઇ પેઠે નાચ—નખરાં કીધાં, આંખના ચાળા, ને છાતીના ઉછાળા કે તાલીપર તાલી ! નાટક લખવા તેમાં તે છે શું ? આપણેજ ભૂવા અને આપણેજ ભૂત ! માર તોપ ! આજ વળી કયો પરિક્ષક આવી મરે છે ! ભૂખ્યા ભાણામાં જે નાખો તે ખાય !"

"છગન—મગનીયા ? મને કંઇ નાટકનો શોખ નથી—આ બહાને તમારૂં ચાલે, એટલે બસ છે."

"ઇશ્વર તમને લાંબાં આયુષ્ય આપે, ને અમારાપર છાંયા રહે ! બાપુ ! અમારા પચીસ ઘરનો આપ માલવો છો."

"પણ બાપુ ? ઘેર બ્હેનનાં લગન છે, માટે રજા આપશો ?"

"નાં ! તમારા ચહેરા જોયા વિના મને નહિ ચાલે ! તમારે

જોઇએ, તો બસો પાંચસો રૂપિયા લઇ જાઓ."

"વારૂ, બાપુ!" બન્ને ભાઇયોએ એજ તાકડો રચ્યો હતો—હજુરે હુકમ કર્યો—અને બન્ને ભાઇ રાજી થયા.

"અલ્યા નાયકો? લોકોમાં બૂમ ઉડી છે, કે તમારી ન્યાતનો એક કોઇ પરજાતને પરણ્યો?"

'તેનું કાંઇ નહિ, બાપુ!"

"પણ તે તો દેરવટું વાળ્યું કહેવાય છે!"

"એમ કે? ત્યારે તો નસીબદાર ખરા, હેં!"

"હા, બાપુ? રાજાને ગમે તે રાણી! માલનો માલ મળ્યો, ને તાલનો તાલ મળ્યો!"

"બધાનાં નસીબમાં એવું નથી હોતું બાપુ? નસીબદારીની વાત ન્યારી છે."

"તમારા લોકો હવે સુધરતા જાય છે હેં! કોઇ નાટક કંપનીનો ડીરેક્ટર, તો કોઇ માલેક ને મેનેજર થયા છે હેં!

"હા, બાપુ? અમારો ધંધો નાચવા–કુદવાનો! બીજું શું કરીએ? આપ જેવા ધણીને રીઝાવીયે, કે બૈરી બની નાચીયે!"

"હાલ અંત્યજ વર્ગ પણ સુધરતો જાય છે—તો તમે કાં ન સુધરો! એજ્યુકેશન લ્હો! જુઓને! તમારી જાતનો એક નશીબદારભાઇ ઘણા ચડતા દરજ્જા પર આવી ગયો છે? એજ્યુકેશનની બલિહારી છે. હું તેને કોન્ગ્રેજ્યુલેશન આપું છું."

"બાપુ? જ્યાં ધણી મહેરબાન, ત્યાં ગદ્ધા પહેલવાન!"

"મ્હારો વિચાર તમને પણ વિલાયત મોકલીને ગદ્ધામાંથી ઘોડા બનાવવાનો છે!"

"હા, ગરીબ પરવર! ખુશીથી અમે જવા તૈયાર છીયે."

વિશલપુરનો ઠાકોર મોડી રાતના એકલો સુઝાયલો આખરે

બન્ને રમતીયાળ પોપટને બોલાવીને મનગમતું પઢાવતો હતો. વાતોના ગપાટા મારી દીલ રીઝાવતો હતો. વચન ને વાણી મીઠી હતી. મન ને કલ્પના તો બેરીસ્ટરની બૈરી તરફ રમતી હતી.—ઉંઘ નાસી ગઈ હતી. હજી આગળ વાત ચલાવે, ત્યાં હજુર પેહેરગીર ખબર લાવ્યો, કે બેરીસ્ટર આવ્યા છે. મીજલસ ઉઠી ગઇ, અને ઠાકોરને ગભરાટ થયો, કે રખે બેરીસ્ટરના મનમાં બૈરી માટે શંકા થઇ હોય, તે છાકટો બનીને ઉંધું ચતું કરવા આવ્યો હોયઃ—

## પ્રકરણ ૧૫ મું.

### બેરીસ્ટરની નવી બ્રીફ—રાજપ્રપંચમાં વેર લેવાની જુક્તિ!

વિશળપુરનો ઠાકોર મોડી રાત્રે મીસ લીનાંનું છુપું અપમાન વ્હોરીને, છેવટે બ્રીફલેસ બેરીસ્ટરની બૈરી પ્રતિ નજર દોડાવી, ત્યાંથી અપમાન સહીને મહેલમાં ગયો. ભોગી રાજાને નિંદ્રા ન આવી. વિચાર વાયુએ તેનું મગજ ચસકાવી દીધું. દારૂ પીધો.—મસ્ત બન્યો—ખવાસ હુકો ભરીને લાવ્યો. અને લ્હેરમાં આવ્યો. મેરૂ ખવાસ સાથે વાતોએ ચડયો. અત્રે રાત્રી પસાર થવા માંડી.

બીજી તરફથી બેરીસ્ટર સાહેબને ઝનુન ચડયું. દારૂડીયા રાજાને કોઇપણ રીતે તેની દુરાચારી રીતનો પસ્તાવો કરાવવા, અને મનનું વૈર લેવા તત્પર થયો. પવિત્ર પત્નિ શારદાની રજા લઇને તત્કાળ લીનાંને ત્યાં ચાલ્યો. બેરીસ્ટરે હવે પોતાનીજ બ્રીફ હાથમાં લીધી. આ કેસ કેમ ચણવો, તેનો વિચાર કરતો લીનાંના બંગલા પાસે આવ્યો. સારે ચોઘડીયે બેરીસ્ટરને એક તક મળી ગઇ. લીનાં હજી

સુતી ન હતી. સ્ટીલ સાહેબ ગયા પછી તે જહોનના લવનો વિચાર કરતી હતી. રેનોલ્ડનું નોવેલ 'શી' લઇને વાંચતી હતી. મુંબઇ જવાના વિચારમાં તેની નિદ્રા પરહરી ગઇ હતી. નોકર પણ હજી નીચે રૂમમાં જાગતો હતો. બાઇને માટે કાફી તૈયાર કરતો હતો. બેરીસ્ટરે દીવાલ નજદીક રૂમ પાસે આવીને બટલરને બોલાવ્યો—સીટીનો અવાજ સાંભળીને બટલર ચમકયો. ને બહાર આવીને બેરીસ્ટરને મળ્યો. બેરીસ્ટરને તે સારી રીતે પિછાણતો હતો. મીસ લીનાંને હમણાંજ મળવાનું છે, એવું કહીને કાર્ડ આપ્યો. બટલર લીનાં પાસે ગયો. ને કાર્ડ બતાવ્યો. પ્રથમ તો લગાર તે સંકોચાણી, પણ મનને માર્ગ મળ્યાથી રાજભેદ જાણવાની ઇચ્છાએ તેને ઉપર બોલાવ્યો.

"મી. સુંદરલાલ? આટલી મોડી રાત્રે મ્હારે ત્યાં?" લીનાએ ગુજરાતીમાંજ બેરીસ્ટર સાહેબ સાથે વાત શરૂ કરી.

"મીસ લીનાં? મને માફ કરજો. ફરજીયાત આજની મુલાકાત કરવી પડી છે, મહારાજા સાહેબના હુકમને માન આપવું પડયું છે."

"મહારાજા સાહેબ હજી એકાદ કલાક પહેલાં તો અહીં હતા!"

"હા. પણ રસ્તામાંથી મગજ ચસકયું હશે. સ્ટીલ સાહેબ અહીં આવી ગયા. તે ખરી વાત?"

"હા. તેઓ આવતી કાલે મુંબઇ જનાર છે!"

"અને આપે પણ કાલેજ જવાનો વિચાર કર્યો છે?"

"મી. સુંદરલાલ? તમે તો જાણે પક્ષકારને ક્રોસ કરી તમારા બેરીસ્ટરીનો અનુભવ બતાવો છો?" લીનાં હસીને બોલી.

"ના, બાનુ? મેં તમારી બ્રીફ લીધી છે."

"અં હં! થેંકયું!" લીનાંએ હસતા ટોનમાં ભવાં ચડાવી, હોઠમાં શંકાનું જળ લાવીને કહ્યું.

"બાનુ? દેશી રજવાડાનો તો તમને સારી પેઠે અનુભવ થયો હશે?"

"હા, બેરીસ્ટર?" લીનાં બેતોરમાં બોલી.

"તમને હવે ગમતું તો હશે?"

"તમે શા મુદ્દાપર વાત કરો છો, શા માટે આ પુછો છો, તેનો સબબ કહેશો?"

"સબબ એજ કે તમારે મુંબઇ ન જવું!"

"કંઇ કારણ? હું મ્હારા જીગરની મુખત્યાર છું."

"પણ તમારા પિતાના વિયોગ પછી મહારાજા સાહેબની કૃપામાં રહેલાં છો, એટલે મહારાજાની સંમતિથી રહેવું, એટલી તો તે આશા રાખેજ નાં!" બેરીસ્ટરે સફાઇ ચલાવી.

"નેવર! શું હું કંઇ ગુલામડી છું! શું મને ખરીદી લેવામાં આવી છે? છટ્ર નોન્સન્સ!" લીનાંને ધિઃકાર છુટયો.

"દેશી રજવાડાના પ્રપંચો વિચિત્ર છે."

"હું હવે તે સારી પેઠે સમજું છું. કહો, હવે તમારી મકસદ કહો."

"મહારાજા સાહેબની ઇચ્છા છે, કે તમારે કાલે મુંબઇ ન જવું."

"પણ કંઇ ખાસ સબબ છે?"

"હા; કાલે સ્ટીલ સાહેબ જનાર છે!"

"તેથી મ્હારે શા માટે રોકાવું? હું તો જવાનીજ!"

"પણ તમે કોને ત્યાં ને શા માટે જાઓ છો? તેમજ સ્ટીલ સાહેબ સાથેજ જવાનો સબબ?"

"તે સાથે હું નથી જતી, પણ સબબ જણાવવાને હું બંધાયલી નથી."

"મહારાજાને તે સવાલ અગત્યનો થઇ પડયો છે."

"ઠાકોર ખાંડ ખાય છે; હું કંઈ તેમની ગુલામડી નથી. મને ફાવ્યું ત્યાંસુધી રહી—નહિ ફાવે તો મન ગમશે, ત્યાં ચાલી જઇશ."

"પણ તમારા ફાધરે તમારો હાથ—

"શું? મ્હારો હાથ તમારા ભંગેડું ઠાકોરડાને આપ્યો છે. એમ તમે કહેવા જાઓ છો? તમે ઇનસલ્ટ કરો છો!"

"મ્હને માફ કરજો; પણ રાજા, વાંઝ, ને વાંદરાનો વિશ્વાસ નહિ. કદાચ ઠાકોર ઉશ્કેરાઈ જશે, તમારી વાત સાંભળીને ગુસ્સે થઇ જશે."

"શા માટે? શું હું વેચાયલી છું? સરવન્ટ છું?"

"તેમણે તમારાપર ઉપકાર કર્યો છે."

"તે મ્હારી ગરદન દાબવા માટે, કે માણસાઇ ઉપકાર માટે?"

"બાનુ? મેં તમને પ્રથમજ કહ્યું, કે ઠાકોરડાનો ભરૂસોજ નહિ!"

"વેલ, તમે હવે મને શું કહો છો? રાત્રી બહુ વીતી ગઇ છે."

"મહારાજા સાહેબના શબ્દોમાં નથી કહેતો, પણ માત્ર તેની અનુમાનીય કલ્પનાપરથી ચેતવું છું, કે તમે સ્ટીલ સાહેબ સાથે મુંબઇ જાઓ છો, તે એમને પરવડતું નથી; માટે તમારૂં હિત જાળવવા માટે તમારે અહીં તેમની નજર તળે રહેવું."

"કેદી બનીને રહેવું, એમ કે! છટ્—નોન્સન્સ! એ ઠાકોરડો તેના મનમાં શું સમજે છે? તમે ખુલ્લું કહેજો, કે હું તેમની સાથે જનાર ન્હોતી—પણ હવે તો તમારી હઠ પ્રમાણે તેમનીજ સાથે જઇશ!" લીનાં ચીડાઇને બોલી.

"તો સ્ટેશન પરજ ધડાકા થશે બાનુ?"

"ઓલરાઇટ! હવે હું તમારી સાથે બીજી વાર મળીને વાત કરીશ, ગુડનાઇટ!" લીનાં ભવાં ચડાવીને ઉઠી ચાલતી થઇ—બેરીસ્ટરને તો ભાવતું હતું તેવુંજ થયું; પોતાનું વેર લેવા માટે આગમાં યોગ્ય રીતે દારૂ પડી ગયો.

"ગુડબાય!" બેરીસ્ટર એટલું બોલીને નીચે ઉતર્યો.

"બોય ?" લીનાંએ નોકરને બોલાવ્યો.

"આયા, સાબ!" નોકર જવાબ દેતો ઉપર ચડયો. બેરીસ્ટર વાત સાંભળવા છુપાઇને દાદર પાસે ઉભો રહ્યો.

"સ્ટીલ સાબકો સલામ બોલો—ઓર કહો કે અભી મેમસાબ બુલાતી હય ! જરૂરીકા કામ હય !"

"અચ્છા સાબ !" નોકર નીચે ઉતર્યો. લીનાના મગજપર એક્સોને બાણું ડીગરી ગરમી ચડી ગઇ હતી. વિશળપુરના ઠાકોરની ખોડ ભૂલાવા અને અપમાનનું વૈર લેવા, સ્ટીલ સાહેબની તજવીજ કરતી હતી. બેરીસ્ટરે આ સાંભળ્યું, ને વધારે હરખાતો રાજ મહેલ તરફ ચાલ્યો.

## પ્રકરણ ૧૬ મું.

## નવી જાળ!

"કમ ઓન, મી. સુંદરલાલ ? હાઉ આર યુ !" ઠાકોરે વિનય કર્યો.

"ઓલ રાઇટ સર ! હું મીસ લીનાંને ત્યાં જઇ આવ્યો." સુંદરલાલે અંદર આવતાં કહ્યુ.

"યેસ ! વૉટ ન્યુસ ! સીટ ડાઉન પ્લીઝ !" ઠાકોરે હસતે વદને બેઠક લ્હેતાં કહ્યું.

"મીસ લીનાં હવે તમારી રહી નથી !"

"હેં ! ખરેખર શું પલટી ગઇ ?"

"જમાનો પલટી ગયો તો તે ન પલટે ! તેને કોઇ મહાન

ગુરૂ મળી ગયો છે. હું તો અજબ થઇ ગયો. તેના પલટેલા વિચાર સાંભળીને તાજુબ થઇ ગયો." મદારીએ વાંદરાને નચાવવા માંડયો.

"મ્હારી છેલ્લી મુલાકાત એવીજ થઇ હતી!"

"શું કહું ઠાકોર સાહેબ! તે તો અસલ જાત પર આવી ગઇ."

"તેણે શું શું કહ્યું, વારૂ! તે કોની કુમકપર કુદે છે, વારૂ!"

"સ્ટીલ સાહેબની! કહે છે કે તમારા છાકટા, દારૂડીયા, વ્યભિચારી ઠાકોરડા સમજે છે શું? મેં કહ્યું કે તમારા પિતાએ તમારો હાથ ઠાકોરને—એટલું કહેતાં તો છેડાઇ પડી, અને મને ધમકાવી નાખ્યો—બીકવાઇટ! શું મને નીતિભ્રષ્ટ કરવા હાથ લીધો છે, કે કૃપા રાખવા! હવે હું પળભર અહીં રહેવાની નથી—સ્ટીલ સાહેબ સાથે સવારમાંજ આજ જવાની છું. જો ઠાકોર લાંબી લવરી કરશે, તો પસ્તાવું પડશે. રાજગાદી પરથી ઉઠીને કેદમાં માખ મારવી પડશે."

"અં હં! એ વાંદરી એટલી બધી છકી ગઇ છે?"

"તેમાં શું પુછવું? કહેવા લાગી, કે ઠાકોર હવે લીનાનાં દર્શન કરી રહ્યા. લીનાં હવે વિશાળપુરના પાદરમાં પગ મુકી રહી!

"કોઇ રીતે હવે તે સમજવાનીજ નથી?"

"ના—આપનું રંગીલું શીનાફળ સ્ટીલ સાહેબ ખાવાના છે."

"નહિ બને; કદી નહિ બને! હજી મ્હારા તાબામાં છે"

"અલબત! આપ ગરીબ પરવરનો પહેલોજ હક છે, હજી પણ આપ અટકાવી શકો છો. પહેરો મુંકી શકો છો. સ્ટીલ સાહેબ વચ્ચે પડી શકે તેમ નથી." બેરીસ્ટરે બેવડો પાચો!

"સ્ટીલ સાહેબ વખત વરતીને રોફ બજાવી શકે, કેમકે સત્તા આગળ શાણપણ ચાલતું નથી. જ્યાં સુધી ખુદ સ્વાર્થ ન હોય, ત્યા સુધી જાણે જાણતાજ નથી. પણ પોલમ પોલ દેખે, ત્યારે સ્વારી કરી લ્હે!"

"પણ આપનું ફુળ ઝડપી જાય, એ તો ગજબ થાય! એ ઠેકાણે ગોરો બચ્ચો હોયકની, તો રંગ બતાવી દેય!"

"લીનાંને તેવો દમ મારીયેં, તો!"

"હા—સ્ત્રી જાત છે, એટલે ડરી જશે. માત્ર રાયફલ બતાવવાનીજ વાર છે. તેણી તરત ગળી જશે. તેમની કને સ્ટીલ સાહેબ પર એવો લેટર લેખાવી લ્હો, કે પોતે મુંબઇ આવવાની નથી. સ્ટીલ સાહેબની માગણી કબુલ કરવાની નથી. તે ફોસલાવીને ઉંચકી જવા માગે છે, પણ પોતે રાજી નથી. આ બારીક પોઈંટ હાથમાં આવ્યાથી બહુ રંગ આવશે. એક તરફથી સ્ટીલ સાહેબ દબાયલો રહેશે. લીનાં મુંઝાઇ જશે. અને બન્ને વચ્ચે અંત્તરાય પણ પડી જશે. લીનાંની મુલાકાત ન થવા દેવા માટે આપણે સ્ટીલને એક લેટર લખવો, કે તમે લીનાંને સતાવો છો, એ બહુજ દિલગીરી ભરેલું છે."

"લીનાંના હાથથી સ્ટીલ સાહેબ પર કાગળ લખાવીયેં, તે કરતાં આપણા પર એવો લેટર લખાવી લઇએ, કે તેણીને સ્ટીલ સાહેબ સતાવે છે!"

"તે પણ ઠીક છે, પરંતુ એ લેટર બનાવટી અગે જબર દસ્તીનો ગણાશે. સ્ટીલ સાહેબ પરનો લેટર આપણા પરનો લેટર સાથે આવે, એવો દેખાવ થાય, તો વધારે સારૂં છે"

"યેસ! એ પણ ઠીક છે, ત્યારે હવે શું કરવું?"

"હવે વિલંબ લગાડવામાં સાર નથી. પ્રભાત થતાં તો લીનાં ઉપડી જશે. સવારના આઠ વાગે ગાડી ઉપડે છે."

"ત્યારે તો આપણે બન્ને જઇયેં! મોરનીંગ ડ્રેસ પહેરી લઉં! શિકારી બનીને પિસ્તોલ લઇ તૈયાર થઇ જઉં!"

ઠાકોર ઉઠયો. અને અંદરના રૂમમાં ગયો. બેરીસ્ટર સાહેબે વૈર લ્હેવાને અચ્છી જાળ પાથરી. વાંદરાને દારૂ પાઇ દીધો. રાજાની

વફાદારી બતાવવા માંડયો. પિતાનું ધન મેળવવા હવે વળી નવી તદબીર ચલાવી, ઠાકોર ડ્રેસ પહેરી બહાર આવતાંજ બેરીસ્ટર બોલ્યો.

"ઠાકોર સાહેબ! સેવકને ઇનામ તો પછી આપજો, પણ મ્હારા ફાધરની મીલ્કત મળવાનો તો હુકમ આપો ?"

"બેરીસ્ટર! આ ટાણે એ વાત હોય? તમારાં વાઇફ તરફથી થયેલા સન્માનની માનમાં હું તે મીલ્કત અને ઇનામ બધું આજેજ આપનાર છું. તેમની પરોણાગતની પિછાણ કરનાર છું!"

"તોપણ મ્હારી મીલ્કતનો હુકમ લખી આપો!"

"આ તક તમને ઉમદા લાગે છે?"

"હા, ગરીબ પરવર! મને મ્હારૂં ધન મળતાં આપની પ્રત્યે વફાદારીનું લોહી ઉકળતું રાખવા આ ટાણેજ એ કામ થવાની જરૂર છે."

"યેસ! હું સમજ્યો. તમારી કદર થાય, તો તમે આ લીનાના કામમાં જોશભર મદદ કરો, એમજ કની?"

"હા, સરકાર! આપ તો વાત વાતમાંજ સમજી શકો છો, પછી આપને શું કહેવું?"

"વારૂ, કહે, સુંદરલાલ? તને શું જોઇએ છે?"

"મ્હારી દોઢ લાખની રોકડ રકમ અને પચાસ હજારની સ્થાવર મીલ્કતની પણ રોકડ રકમ આપો. એ મીલ્કત રાજને તાબે ભલે રહી. મને જરૂર નથી."

"ઓલ રાઇટ! બે લાખ તમને રોકડા મળી જાય, એવો હુકમ લખી આપું છું, પણ જોજો હં! મ્હારી મરજીને તાબે રહેવું પડશે!" ઠાકોરે બદદાનતેજ આ ધન આપીને લલચાવ્યો.

"યેસ સર? હું તમારોજ છું!" બેરીસ્ટરે એ બોલ કહી પતાવ્યું. પોતાની ધર્મપત્નિ પર ઠાકોરની દાનત હવે પુરી બગડેલી

જોઇ. અને તેનું વેર લેવા વધારે ઉછળવા લાગ્યો. ઠાકોરે હુકમ લખીને સુંદરને આપ્યો.

"થેંક્યુ સર! કમ ઓન!" બેરીસ્ટર બોલ્યો. ઠાકોર આગળ ચાલ્યો. ને સુંદર બડબડતો, આંખ્યો ઉછાળતો, ભમર ઉડાડતો, લોહી ઉકળાવતો પાછળ ચાલ્યો.

"રાયફલ લીધી, કે સરકાર?"

"હાં! માત્ર દારૂ ભરેલો છે. ગોળી નથી!"

"તેની જરૂર છે, બાપુ! શિકારમાં જવાનો દેખાવ કરતી વખતે ખાલી બંદુક ખોટી ગણાશે. કદાચ પુરાવામાં મુકવી પડે, તોપણ સપડાઇ જવાશે! સ્ટીલ સાહેબ જેવાને મળવું પડે, તો કહેવા થાય, કે બંદુક ભરેલી છે. ગોળી સહિત છે. શિકારમાં નિકળતાં લીનાની ખબર લ્હેવા આવ્યા છીયે."

"યેસ! ત્યારે તો ઉભા રહો" એટલું કહેતાંજ બંદુકમાં ગોળી ભરી લેવા માંડી.

"હું લીનાને દરવાજેથીજ પાછો ફરીશ."

"યેસ! કેમકે તમારો ડ્રેસ શિકારી નથી."

"એટલુંજ નહિ, પણ તેણી જાણી જાય, કે મેં તમને ઉશ્કેરી દીધા છે. સાથે હોય તો શક જાય!

"હા—હું જાણે શિકાર કરવા જતાંજ અજાણ્યો જઇ ચડયો છું, એવો દેખાવ કરવો ઠીક પડશે. ત્યારે તો અહીંથીજ છુટા પડો. કાલે દસ બજે મને મળી જજો.

"ઓલ રાઇટ સર!" બેરીસ્ટરે સેકહેન્ડ કરી બીજે માર્ગે પડયો. ઠાકોર લીનાને બંગલે ચાલ્યો.



# પ્રકરણ ૧૭ મું.

## વિશાલપુર રાજપર આફત !

મીસ લીનાંને સુંદરલાલે લગાર ચમકાવી, અને તેથી તે ભય પામીને એકદમ સ્ટીલ સાહેબને બોલાવ્યો હતો. એ હકીકત સુંદરલાલ જાણતો હતો, ને તેથીજ સ્ટીલ તથા ઠાકોરનો પરસ્પર ભેટો થઇ જાય, અને ચકમક ઝરે, એવો સંકેત રાખ્યો હતો. ઈશ્વરે કંઇ અદ્ભૂત ખેલ રચ્યો. સ્ટીલ સાહેબને તૈયાર થતાં વાર લાગી. તે પહેલાં ઠાકોર પોતે લીનાંને બંગલે આવી પહોંચ્યો. લીનાં રાતના ઉજાગરાથી તદન થાકીને લોથ બની ગઇ હતી. આંખ ઉંઘથી ઘેરાયલી હતી—સ્ટીલ સાહેબને તેડાવ્યાનું ભાન છતાં તેણી ઇજીચેરપર નાઈટ ડ્રેસ સહિત લટી ગઇ હતી—સ્ટીલ સાહેબને સંદેશો પહોંચાડીને નોકર બંગલે આવ્યો. ને જવાબ કહેવા જતાં લીનાને નિંદ્રાધીન જોઈ, નીચે જઇને બેઠો, એટલામાં ઠાકોર આવ્યો. નોકરે ખબર આપી, કે "લીનાં નિદ્રાવશ છે, ને સ્ટીલ સાહેબ આવે છે." ઠાકોર એથી ચમક્યો; પણ હિમ્મતથી અંદર જવા હઠ કરી—નોકરથી રાજાને અટકાવી શકાયો નહિ.

ઠાકોર બંગલામાં, જ્યાં લીનાં સુતી હતી, ત્યાં જઇ ચડયો. આહ ! દેવાંગના જેવી સુંદર મનહરણ મુર્તિ છતીપાટ ઇજીચેરપર લાંબા પગ કરીને પડી હતી ! સ્થૂલ દેહ સ્થિર થઇ પડયો હતો—મન તરંગ, સૃષ્ટિનાં સ્વરૂપ જોતો રમતો—ભમતો ફરતો હતો. લીનાંની મધુર કાન્તિ જોઇને ઠાકોરનો કાંમજવર તાતો થઇ ગયો. તે એક મીઠી કીસ કરવા આગળ વધ્યો.

ખરે, લીનાંને સ્વપ્નમાંજ તે ભાસ થઇ ગયો ! જેવો ઠાકોરનો હોઠ, લીનાનાં ગાલપર અડે, તેટલાં તો લીનાં ચમકી ઉઠી—અને ઠાકોર દુર ખસી ગયો.

" ડેમ રાસ્કલ ! " લીનાંથી તોરમાં એટલું બોલી જવાયું. "

" યુ બ્લડી વુમન ! વોટ યુ સે ! સી ધીસ કામદેવડી ?" ઠાકોરે પિસ્તોલ કહાડી, અને એક અવાજ કર્યો.

" ઓ માઇ ગોડ ! " લીનાં એટલું બોલીને પાસે પડેલા મખમલના કોચપર મુર્છિત થઇ પડી. પિસ્તોલનો અવાજ સાંભળીને નોકર એકદમ ઉપર ચડી આવ્યો. ઠાકોર ધીમે પગલે, પીઠ પાછળ હાથ રાખીને લીનાંને જોવા ધસ્યો, ત્યાં લીનાના નોકરે ઠાકોરના હાથમાંથી પિસ્તોલ ખેંચી લીધી. ઠાકોર ચમકયો, ને પિસ્તોલ પાછી લ્હેવા પીઠ ફેરવી. નોકરે તેની સામે તે તાકી—અને બીજી બાજુ ખોટો ધા કર્યો. એવામાં સ્ટીલ સાહેબ આવી ચડયો. ઠાકોર તથા નોકર વચ્ચે રકઝક ચાલતી હતી, ને લીનાં એક તરફ પડી હતી. સ્ટીલને લાગ્યું, કે લીનાં પર ગોલી બહાર થયો લાગે છે. ઠાકોર છાકટો થઇને તેણે અઘોર કર્મ કર્યું લાગે છે. સ્ટીલ ગભરાયો, તરત નીચે ઉતરી પડયો. ને ગાડીપર બેઠેલા પીયોનને તથા ગાડીવાનને સીટી મારી બોલાવી લીધા. તે લોકો આવતાંજ તેને હુકમ કર્યો, કે ઉપર જઇને ઠાકોરને કબજે કરી લેવો. સિપાઇ તથા ગાડીવાન ઉપર ચડયા. પાછળ સ્ટીલ સાહેબ ચડયો—ઠાકોર, લીનાંના નોકરને સમજાવતો હતો. નોકર હઠ કરતો હતો, એ દરમ્યાન સ્ટીલના નોકરોએ ઠાકોરને એકદમ પકડી લીધો. ઠાકોર આ ભયંકર સમય જોઇને બ્હીનો. સ્ટીલ સાહેબને પણ સામે ઉભેલો જોયો.

" દગો—દગો ! " ઠાકોર બોલ્યો.

" સિપાઇયો ? ઠાકોરકો સમાલકે નીચે લે જાઓ ! "

" મી. સ્ટીલ ! એકસક્યુઝ મી ! " ઠાકોર નમી પડયો.

" આઇ કાન્ટ હુ ! " એટલું કહીને તે અંદર ગયો, અને તેણે ટેલીફોન કરીને કેમ્પમાંથી રીઝમીટની એક ટુકડી તથા સીગ્રામ મગાવી લીધો ! તે આવે, તેટલાં સ્ટીલ, લીનાંની સારવારમાં રહ્યો.

ઠાકોર ગભરાઇ ગયો ! પોતાની પર અણધારી આફત આવેલી જોઇને અકળાઇ ગયો. સમય બળવાન છે. ગુન્હો રંક છે. સિપાઈના હાથમાં વિશળપુરનો રાજકર્તા કેદી થઇ પડયો. તેનાથી કશું બોલાયું નહિ ! તે નીચે ઉતરી પડયો, સિપાઇના પહેરા તળે બેઠો. ઘેલાં માણસ પેઠે વિચારગ્રસ્ત થઇ ગયો.

આ પ્રસંગ અહીં અટકી પડયો–સુંદરલાલ બેરીસ્ટરે તક જોઇને તીર તાકી લીધું. તે એકદમ ત્રિજોરર પાસે ગયો, ને ઠાકોરનો તાકીદનો હુકમ બતાવી, લખાણુ મેળવવા તજવીજ કરી. ત્રિજોરર કને આગલે દહાડેજ સ્ટેટની ઉપજનું ભરણું આવેલું હતું. આખા સંસ્થાનની વસુલાત આવી ગઇ હતી. અને તે મુંબઇ બેંકમાં મોકલવાની હતી. આ અરસામાં સુંદરલાલને રોકડ રકમ આપી દેવા ઠાકોર સાહેબનો હુકમ આવ્યો. ત્રિજોરરે પ્રથમ તો લગાર આનાકાની કરી. ઠાકોરને રૂબરૂ પુછવાનું અને સવાર બદલે દસ બજે ત્રિજોરી ઉઘાડવાનું બહાનું કહાડયું, પણ બેરીસ્ટર સાહેબે એક હજારનો ટુકડો ચાંલ્લામાં આપવા લલચાવ્યો, એટલે ત્રિજોરર તરત ઉઠયો. ને મુંબઇના શરાફો પર લીધેલી દશ દશ હજારની દસ હુંડી તથા બીજા દસ દસ હજારના દસ ટુકડા આપવાનું કહીને ત્રિજોરર દરબાર ગઢમાં ચાલ્યો. પા કલાકમાં બેરીસ્ટર એક લાખ ને નવાણું હજાર કમાયો, અને ત્રિજોરર એક હજાર ખીસામાં મુકીને ઘેર આવ્યો; તેટલામાં તો ખબર મળી, કે ઠાકોર સાહેબ પર આફતનું વાદળ ઘેરાયું છે ! વિશળનગરની રાજધાની પર ગજબ ગુજર્યો છે !!

વાંચનાર ! આ પ્રસંગ અહીંજ લટકી રહેશે; અને તે વહેળાના ફાંટાનો સાંધો મેળવવા માટે તને હવે મુંબઇમાં બનેલા પેલા વાલકેશ્વરના ખૂનના કેસ તરફ નજર દોડાવવી પડશે.

લીનાંનું શું થયું ? સ્ટીલ સાહેબને શી વાતચીત થઇ ? ઠાકોરનું શું થયું ? એ સર્વ વાત હવે પછી તને જણાશે ! પણ એક લાખ ને નવાણું હજારના ધણી, મી. સુંદરલાલ બેરીસ્ટર સાહેબ મુંબઇમાં વાલકેશ્વર તરફ જે અપરાધમાં સપડાયા છે, તે તરફ જોઇએ, ને તેમાંથી આગલી–પાછલી સઘળી હકીકત મેળવી લઇએ.

**પ્રથમ ભાગ સમાપ્ત.**

---

ॐ

श्री

# લીનાં

અથવા

# બ્રીફલેસ-બેરીસ્ટર.

## ભાગ-બીજો.

## સચિત્ર નવલકથા.

## પ્રકરણ ૧ લું. *

**નવી કંપનીનું નવું નાટક-" બ્રીફલેસ-બેરીસ્ટર."**

નથી નીસબત કશી કાંઇ અગર ઇજ્જતને ધંધાની,
બધી કીંમતતણી ખુબી નફા કે નુકસાનીની;
કદી હીકમત ચડી હાથે સુપાસા ફેરવાયાની,
મળે નસીયત ભલી બુરાં જગતમાંહે ગવાયાની.

પ્રાચીન રીતિ-રિવાજ અને ધર્મ શાસ્ત્રકારોના વિચારો, કે

* અનુસંધાન.

આચારો સાથે આધુનીક પ્રજાને જાણે નાતરાં વહેવાર પણ ન હોય, તેમ કેટલાક મુર્ખદત્તો માની બેઠા હોય, તો નવાઇ નથી! ભણ્યા પણ ગણ્યા નહિ, તેમ પરભાષાથી ભૂષિત થાય, ને પોતાની જાતને પણ ભૂલી જાય, તો પછી તે પોતે કોણ, કયા બાપનો બેટો, કયા વર્ણનો, ને કઇ પંક્તિનો પોતે છે, એ ઓળખવાનીયે શાને દરકાર કરે?

સબ ભૂમિ ગોપાલકી, ઉસમેં અટક કહા?
જીસકે મનમેં ખટક હય, વોહી અટક રહા!—

બ્રાહ્મણ, વૈશ્ય, ક્ષત્રી ને શુદ્ર, એ ભારતની પ્રાચીન વર્ણાશ્રમ સંસ્થાઓ છે! આજે અંતીમ ઉદ્ધાર કરવા માટે મથન કરનારા ઉચ્ચ બ્રાહ્મણ જ્ઞાતીના પુંછડીયા આંધળા બેલો, પોતાના ને જ્ઞાતિના કલ્યાણનું યા ઉદ્ધારનું મહત્વ વિસરી ગયાં છે. એ પણ જમાનાની ખુબી છે! જ્યારે આ રીતે એક પછી એક પંક્તિની વ્યક્તિ પોતાનું કર્મ–કર્તવ્ય, પોશાક ને ધર્મ ભૂલી જાય, તો પછી જગતના વ્યવહારીક રણાંગણમાં ઉભા રહેવાને તે કેટલા યોગ્ય છે, યા સત્તા મેળવવા કે અધિકાર ભોગવવાને કેટલા લાયક છે, તે આપોઆપ સમજાય છે! જેમની પાસેથી ભિક્ષાનદેહીની યાચના કરીને મેળવવું છે, તેમનીજ નજરમાં પ્રથમ તો પંક્તિહીણ, અક્કલહીણ, અને ખુશામતી ટટ્ટુ તરીકે પ્રમાણ આપી રહીને, સ્વજાતીનું, સ્વજ્ઞાતીનું ભાન ભૂલી ગયા છે, તો પછી તેમની યોગ્યતા માટે લાંબો વિચારજ શો કરવો? પાશ્ચિમાત્ય પ્રજાએ પોતાનું ગૌરવ, પોશાક, ભાષા, કે અભિમાન તજ્યું નથી; પછી વ્યવહાર લોભ તો સર્વ જગતને છે, તે તેમને છે, પણ આપણે તો સર્વસ્વ ભૂલ્યા છીયે. માથાના વાળથી તે પગનાં તળીયાં સુધી અધોગતી પામ્યા છે. જ્યાં ધર્મ કર્મ અને જાતિજ ભૂલ્યા ત્યાં ઉદયની આશાજ શી!

આજે બ્રાહ્મણ ભટ્ટાચાર્ય તો ધોબીની દુકાન ક્હાડીને વોશીંગ કંપની લઇ બેઠા ! આજે વૈશ્યો જાણે બુટ–શુઝની દુકાનો ક્હાડીને મોચીનાં બારણાં બંધ કરવા બેઠા ! વર્ણાશ્રમીયો, હોટેલમાં સાથે બીસ્કીટ, ચા અને કાંદા–પુરી ખાવા બેઠા ! માથામાં સરખી મોગલકેપ, કોટ ને પાટલુનનો મારો, ને તે ઉપરાંત ખીસામાં ખેરસલ્લાહ ! કહો, સ્વદેશાભિમાની રાજ્યભક્ત પ્રજાઓ કયા કલ્યાણને લાયક કહેવાય ? પ્રભુ પાધરો છે, કે ન્યાયી બ્રિટીશરાજ્યની છાયામાં, ધોળે દહાડે, જુવાન સ્ત્રીઓની લાજ જળવાઇ રહી છે, ને પ્રજા નિશ્ચિંત ન્યાય મેળવી રહી છે; બાકી જુની વાત યાદ કરશો, તો રડશો !–

અમારા બેરીસ્ટર સાહેબ 'ભલે બ્રાહ્મણના દીકરા થયા, તેથી કંઇ ધંધાને તેની આબરૂ સાથે સંબંધ નથી. ભિક્ષા માગીને અપમાન પામવા કરતાં, બ્રીફલેસ હોય તોયે શું ? ક્યાં બીજા ધંધા બળી ગયા છે ! છેવટ નાટકનાં બારણાં તો બંધ થયાં નથી ? નવલકથા પ્રકટાવવાનું કે ભાષાભૂષણ થઇને કાવ્યકળા યા સાહિત્ય આદર્શવાનું તો ગયું નથી ? બોલો જય શ્રી ગુર્જરગિરાના ! બોલ બાલા–નાટકની રંગભૂમિની !—

શનીવારનો દહાડો, અને નવી કંપનીનું નવું નાટક,

**બ્રીફલેસ–બેરીસ્ટર.**

પછી કંપનીના માલેકો, મેનેજર, લેખક કે ભજવનારના ઉછળતા લોહીમાં અટકાવશો ? એકસો એકાવન ડીગરી લોહી ફરકે ! ટીકીટો રિઝર્વ થવાની ધમાલ ! જો ભૂલ્યેચુકયે રાત્રે કોઇ ખોદાબખસ મિત્ર જઇ ચડયો, અને મેનેજર કે માલીકને બોલાવ્યો હોય, તો જોઇ લ્હો, તમાશો ! તમાચો કે તમંચો ખાવો સારો, પણ આ અપમાન ભુંડું ! રોષે ચડેલી સ્ત્રી, સ્વાર થયેલો સરદાર, ન્યાયાસનપર બિરાજેલો અહંકારી અધિકારી, અને નવ વાગ્યાને સુમારે બડેખાં બનેલો

નાટકનો મેનેજર, સરખો ગણવો ! ભલે પછી સવા કલાકે પાંચ રૂપિયાની સીટનો સવા આનો ભાવ થઇને પાસ વેચાય, ગંડેરીની ઝાંખી થાય, પણ મીયાં પડયે ટંગડી ઉંચી તે નીચી ન વળે !

આજે "**શ્રીફ્લેસ-બેરીસ્ટર**" નું નવું નાટક છે. "**येन केन प्रकारेण प्रसिद्धः पुरुषो भव**" કોઇ પણ (સારે યા નઠારે) પ્રકારે પણ પ્રસિદ્ધતા મેળવવી, આ અંધ-કીર્તિના યાચકો માંહેનો આપણો બેરીસ્ટર પણ એક હતો.

પોણાચાર ભાગીયા માંહેનો આપણો આ બેરીસ્ટર એક હતો. બેરીસ્ટરનાં નાણાં હાઉ કરી જનારી સ્વદેશી બેંકોએ વળતર ને બદલો વ્યાજ સીકે અપાવવા માટે આ ખુદાબખસ ખલાસી ધંધો બેરીસ્ટરના હાથમાં મુકયો હતો, ને તે પણ તેનેજ હાથે, તેની છુરીથી-કેમકે **શ્રીફ્લેસ-બેરીસ્ટર**નું નાટકજ તેમની કને લખાવેલું હતું ! જો ફ્તેહમંદ ઉતરે, તો પાછી બનાવવાની જાળ પાથરવી-નીકર તેના કુહાડાએ-તેને હાથે તેના પગની ડાળ કપાવવી ! મુંબઇના શાહુકારો કંઇ ઓછી બુદ્ધિના, કે કાચી કમાણી કરનારા નથી હોતા ! બંગલામાં ભાણે બેસાડીને ભોંયભેગા કરનારા, ને નાટકને નામે સોનેરી ટોળીના ધંધા કરનારા વીરલા ઘણા પડયા છે ! સો રૂપિયા ખરચ કરીને નાટકવાળાને ખવરાવી-પીવરાવી રિઝાવે તે કબૂલ-પણ નાક રાખીને ટીકીટ ખરીદ ન કરે ! નાટકમાં ખુદાબખસ માનથી બેસવું, એતો આજકાલના સવામણીયા શેઠની નાકની ઘંટીનો હિસાબ !-ભલે જે-પી. કે રાવબહાદુર ન થાયજ, પણ નાટકના માલેકોનું માન જોઇએ-પછી પાંચ-દશ હજાર દબાઇ જાય, તો તેનો દાવો નહિ ! દાવો તે ક્યાંથી કરે ? નાટકના છોકરા રમાડેલા હોવાનો ખોટો કે ખરો પણ દાવો સામે આવી ઉભો ન રહે ! આ રીતે આનંદના ધામમાં, નીતિનું નાટક હવે શરૂ થાય છે. પણ તે પહેલાં થોડી નાટક મંડળીની હકીકત જાણી લઇએ !

આ નવી નાટકમંડળીના પોણાચાર ભાગીયાની પ્રથમ હકીકત જાણવાની છે, કેમકે એ "**જેન્ટલમેન-લૉફર**" તરીકે છુપા પંકાયલા શેઠીયા કંઇ બે ચાર વાર દિવાળાં ફુંકીને કરડયા વિનાના રહેલા નથી !

પહેલો ભાગીયો, માત્ર એક ખબરદાર ને હુંશિયાર દિવાળીયો છે. બીજો ધનાઢ્ય ને શાહુકાર જેવો છે. જો કે તે પણ નામદાર તો થયો—પણ થોડી રકમ માટે; ત્રીજો બિચારો ખીચડીખાઉ કામદાર છે. ને ચોથો આપણો બેરીસ્ટર શ્રીફૂલેસ માત્ર પોણાચાર નંબરે મેનેજર, ડીરેકટર ને લેખક તરીકે પ્રસિદ્ધીમાં આવ્યો છે ? ખુદાબખસ ખીચડી, નામની હકુમત અને આરોપ માથે લ્હેવાની આદત માટે કુશળ ભાગીયાની નાટકટોળી બની છે ! જો તેમ કરતાં કોઇ બાપકમાઇનો ઉલ્લુ મળી આવે, તો બેડો પાર, નીકર ગાજરની પિપોડી વગાડી લ્હેવાના નકી ઠરાવપર ખેલ શરૂ થાય છે !—

હજી પહેલો અંક પુરો થવાને પાંચ મિનિટ હતી, ત્યાં બરાબર બારમાં અગ્યાર મિનિટ ઓછી રહી—અને પ્રેક્ષકોનાં મ્હોડાં ગંધાવા લાગ્યાં ! યદવા-તદવા બકવા લાગ્યા ! માત્ર સીનેરી ઠીક ને બુલબુલીયાં બચ્ચાંનો નાચ સારો નીકળ્યો—બીજો અંક શરૂ થયો. બેરીસ્ટર સાહેબ તો ફૂલીને ફાકડા થઇ ગયા ! **ખેલ પાસ !!** માત્ર પોણાબે વાગવાને બાકી પા કલાકે બીજો અંક ખલાસ થવાની વકી હતી. ત્યાં ગોરા સાહેબે ધુન મચાવી અખાડો જમાવ્યો. ખેલ પુરો કરો, યા બંધ કરો ! બેરીસ્ટરને તો કોઇ રીતે પ્રજા સમક્ષ હાજરી આપીને મીંથ્યાં મૈલાં બનવું હતું, એટલે તરતજ રંગભૂમિપર આવીને ભાષણ કરવા બેઠા !

"બાનુઓ ( કોઇ ન્હોતી ! ) અને ગૃહસ્થો ! ( માત્ર નામના ત્રણ ચાર બાકી ખુદાબખસ હતા ! ) દીલગીરી ને કમનસીબી સાથે

ધારા–ધોરણને માન આપીને, એ અંકમાંજ આજનો ખેલ બંધ કરવો પડશે! ત્રીજો અંક, ખાસ આજના પ્રેક્ષકો માટે કાલે ભજવી બતાવીશું. ટીકીટો આ છે તે ચાલશે! આ ખેલ મ્હારો લખેલો છે, ને તે ઘણો ઉચ્ચકાયો છતાં પાછળ મુલ્તવી રાખવો પડયો છે. તસ્દી માફ! આજની પેઠેજ સદા આશરો આપશોજી!"

લોકો તો આ ભાષણ સાંભળીને સડાકજ થઇ ગયા! પડદો પડી ગયો. બત્તી ધીમી થવા લાગી. અને બહાર રમખાણ મચી રહ્યું. પોલીસે તે શાન્ત કર્યું. આ રીતે આપણા બેરીસ્ટર સાહેબનું નાટક પુરૂં અને અધુરૂં ભજવાયું. તે માટે આપણે દીલગીર છીયે.

વાંચનાર! તું અકળાઇશ કે ગભરાઇશ નહિ! બેરીસ્ટર સાહેબ પેલા અજાણ ખૂનના અપવાદમાં સપાડાયા છે. તે તરફ હવે નજર કરીએ–

વિશળપુર રાજ્યનું સાતડે સાત કરીને આ ભલા ને ભોળા મેજીસ્ટ્રેટ સાહેબ વળી નાટકના તખ્તાપર લેખક ને મેનેજર થઇ બિરાજ્યા, તે સાહેબની કર્મકથા આગળ વાંચીએ!

મુંબઇ નગરીમાં કંઇ માયના પૂત થોડા હિમ્મતવાન નથી પડયા! જેને જોઇએ તેવા અચાનક મળી રહે છે, ને તે પણ શાહુકારો! કંઈ મોટાર કે ગાડી–ઘોડા યા વાડી–બંગલા વગરના નહિ હોં?– ચાલો. ત્યારે મૂળ પ્રસંગ તરફ પાછા ફરીએ!

---

## પ્રકરણ ૨ જું.

---

### પ્રેમ–કટોરી.

નારી દીપક દેખકે, પરતહી પુરૂષ પતંગ;<br>
અતિ આતુર બસ હોઇકેં, આપ જલાવત અંગ–

આપ જલાવત અંગ, કછુ ના હાંસીલ હોવે,
હોહી શુદ્ધ અશુદ્ધ, સદ્દધર્મ કમાઇ ખોવે.
દેખ હૃદય હરિદાસ, અનુભવ આપ વિચારી,
પરતહી પુરૂષ પતંગ, દેખકેં દીપક નારી.

જોતી જોતી થાકી વ્હાલાની વાટ,
રોતી રોતી હું વિતાવું છું રાત;
તોયે નાવ્યા, વ્હાલીડા આપી હાથ,
ચાલી જાયે રાત થાશે પ્રભાત !

મદનકુંડ પર ઉભી રહેલી, કુંજમંડપમાં આમ તેમ જોતી કામલતા એક પ્રેમી વિના તલપતી, તલસતી, તડપતી, તલમલતી દેખાય છે ! ઉપર ચડે છે, નીચે ઉતરે છે. અંગ અને અનંગ બન્નેની એકજ સ્થિતી છે ! નવયૌવના સુકુમાર કોમળાંગી વિરહના તાપે તરફડતી માલમ પડે છે ! ભયનો ભાર માથે ઉંચકેલો છતાં, વર્ષાના જળથી વહેતો વહેળો ઉલ્લંઘવા યત્ન કરે છે ! ગાજ—વીજ અને ચમકતી દામિની ચમકાવે છે. તે છતાં આ વિરહ—ઘેલી વલ્લભા સામી થાય છે.

વિલાસમાં પ્રેમીજનના મનોભાવ, ઉચ્ચ પદપર ચડીને અકિમતી મુલ અંકાવે છે, એવું કામી ને શ્રૃંગારી વિરહીજન માને છે; અને તેથીજ ભૂલો પડેલો ભર્તૃહરિ શ્રૃંગાર શતકમાં એવું વદે છેઃ—

મુંબઇનગરીની શાન્તિનું એકાન્ત સ્થળ શોધીને આ મદનરાગી મનરંજની મનોહરી મદહરણ કરવા એકાન્ત ભાગમાં આવી રહી છે!

મલબારહીલપર, સમુદ્રના કિનારા ઉપર બાંધેલા એક સુંદર બંગલામાં, કેવળ યોગિનીના અલંકાર ધરીને, અંત્તરમાં શ્રૃંગારનાં સાહિત્યો રાખીને, મનગમતી મોજ મેળવવાને રહેલી છે.

આ સુંદરીનું સુંદર નામ **કામલતા** છે, અને તે જાણીતા કુલીન કુટુમ્બની કુળવધુ છે! સંગત અને સમય, યુવાની ને ધન, સ્વતંત્રતા અને મદથી છકીને, બ્રીટીશ કાયદાના છુટાપણાંથી વડીલોની મર્યાદાને જળ–દાહ કરીને અહીં પોતાના વારસાના મહાશ્રમમાં આનંદ ક્રીડા કરે છે.

**કામલતા** આજે એકલીજ છે. રસોયણ બાઇ, અને એક સઇસ તથા માળી છે! વીસ વર્ષની યુવાન વયમાં કોમળ ગાત્રોથી લચબચતી, એકાન્ત ભાગમાં, રાત્રીના મધ્ય અવતારની અવસ્થાને લાભ લ્હેવા ઉભી રહી છે.

મલબારહીલનો શાન્ત લતો રાત્રીના બાર વાગે કેવળ શુન્ય થઇ રહ્યો છે. એક ચંદ્ર ને બીજો સમુદ્ર તેઓની શાન્ત નિદ્રાને જોતા–ઝાંખી કરતો, પોતાનો મનોવેગ પુરો કરે છે. લક્ષ્મીદેવીનાં માનીતાં તવંગરો પોતાના બંગલાઓની બારીઓ ઉઘાડી રાખીને, નિર્ભયપણે સુતાં છે. આ ટાણે આ રસીલી મુગ્ધા, મદનના પવનમાં હિંચોળાતી કોઇ પ્રેમીની રાહ જુએ છે! વિરહ શાન્ત કરવા મથન કરે છે.

રસવંતીઓનાં રમણ કરનાર રામદાસ નામનો એક કુલીન કૂળનો, પણ પિતાનું ધન ગુમાવી, જુગારની બદી, સરતનો છંદ, અને દારૂ તથા રંડીબાઝીની ધુંસરીમાંથી પરવારીને, હવે સોનેરી ટોળીના ધંધામાં સામેલ થયલો, આ કુલીન કુળવધુ પાછળ દિવાનો બની ગયો છે! કંઇ ધન, ને કંઇ તનનો પુજારી બની ગયો છે!

કામલતા બહુ રૂપાળી, ને જોનારની આંખ અંજાવી દે, તેવી ચકોરી, પતિને ગુમાવીને વિધવા થયલી છે! "પુનર્લગ્ન કરવાથી માબાપ તથા સાંસરાં–ઉભય કૂળને કલંક લાગે, એવા લોકભયથી, નીતિના નાવડાંને પાણીમાં ડુબાડીને, અનીતિનાં હોડકાંને હાથ ધર્યું છે! ખાડીઓની રમત મુકીને મહાસાગરના મધ્ય બિન્દુપર ખેલ ખેલવા ચાલી

છે! સુજન નાવીકોનો સંગ તજીને, ઉડતા ખલાસીઓને શરણુ પડી છે!" આમ તેનો મધુકર રમુ માને છે. પ્રભુ જાણે! ભાગ્ય—વેગ કયાં લઇ જાય છે.

બંગલામાં એક ઘોડાવાળો, જે માળીનું પણ કામ કરે છે. તે સિવાય આજ બીજું કોઈ નથી! આખા બંગલામાં કામલતા એકલી રહેલી છે! દિવસનો વેશ યોગિનીનો છે, અને રાત્રીએ ભોગિની બને છે. કામલતા પાછળ તેના એક નિકટનો સંબંધી આશક બન્યો છે. રામદાસ નામ છતાં કામદાસ બની અકરમી અકર્મ કરતો ફરે છે. રમુની મોહિની મિત્રાચારીરૂપે મંદિરનાં દર્શનમાંહેથી થયલી છે. અને વધુ કહીયે, તો કૂટણીઓનાં કાળાં કામનું આ પરિણામ છે. કર્મ નિમિત્તે આ ધતિંગો થોડાં થતાં નથી! પ્રભુનાં દર્શનને બહાને પ્રમદાઓની પીડા હરવામાં બાકી રહેતી નથી. કૂટણીઓની કમાણી એવડે વ્યાજે ચાલે છે. કામીયો આબરૂથી પરસ્ત્રીનાં પાણી મેળવી પીયે છે! હ-રામીયો હેતથી હલેશાં મારે—મરાવે છે! ધનવંત ઘરની વિધવાઓ પૈસા આપીને પ્રેમનાં પાણી પાય છે! પ્રેમીયો એવી મધુરીઓને શોધવા યત્ન કરે છે, ત્યારે એવી સુંદરીઓ કોઇ બીજાજ અનાડીને પલ્લે પડીને પોતાનાં ખરાં સુખપર દાહ મૂકી દે છે! મુંબઇમાં તેની કાંઇ નવાઇ નથી! નવલકથા લખનારાઓને નવો અનુભવ લ્હેવો પડતો નથી. જાતી અનુભવની જરૂર નથી. છાપાવાળાઓના ઉંદરો ઘેરેઘેર ફરે છે, અને ગંદકીના જંતુઓને ઉપજાવવા પડતા નથી!

મુંબઇની ટાપટીપ અને ઉપરની શોભા અંજાવી દે તેવી છે. પરંતુ બાતીલમાં કેટલી તકલાદી અને કામચલાઉ છે, તે તો ઉઘાડી પડે, ત્યારેજ જાણી શકાય છે; બે ઘોડાની ફાઇટન, ને મોટાર હાલ તો તેનાં પરલોક પહોંચાડનારાં વિમાન છે. ને તે પારકા પૈસાથી દોડે છે, કે પોતાના વારસાનું ધન છે, તે તો દિવાળું નીકળે, ત્યારેજ જણાય! મોટી મોટી સભાઓમાં માન—ચાંદ મેળવનારા, તેમજ

એ. બી. સી. ડી. નાં પુંછડાં ધરાવનારા, તેમજ ન્યાતના આગેવાન, ને શહેરના શહેરીયો, જેના પર ગરીબોનાં જીવન સુખનો આધાર મનાયલો હોય, તથા જેની રહેણી-કહેણીનું અનુકરણ થતું હોય, ને જેના શબ્દ વડે ફાંસી લટકતો અટકતો હોય તે, અને તેના ઘરના કેવા ઘોંટાળા છે, તે તો જાણે તેને જણાય છે! બાકી ઢમઢોલ ને પોલમપોલ તો જોઇએ, તેટલું ચાલે છે.

કામલતા ઝરૂખામાં ઉભી ઉભી આજે પ્રેમીનાં પગલાં ગણે છે! સકેત સુસવાટ, દરિયાના મોજા, અને ઝાડ-પાનનો અવાજ સાંભળીને ચમકતી ચમકતી આંખ ચોમેર ફેરવે છે! રાત્રી વીતી જવા છતાં પ્રેમી આવ્યો નથી. આજે મનનો શુદ્ધ વેગ, લગ્ન પ્રયાણ કરે છે!

દિવસે પોતાના ટેબલપર ભગવદ્ગીતા અને ચંદ્રકાન્તના ગ્રંથો પડેલા દેખાય છે, ત્યારે રાત્રીએ "**મદન-વેણી**" અને **શ્રૃંગાર-સરોજ**ના વિલાસી ગ્રંથો પલંગ પર પડેલા નજરે ચડે છે. ચોટલો ગુંથેલો, જાણે ઇજીપશીયન લેડીના વાળનો ગુંથાયલો વાસુકીનાગ, ગંડસ્થળ ઉપર લટકતો, ડોલતો જણાય છે. ફૂલ-મોગરો, પગથીયે પગથીયે મુકેલો લાગે છે. પતિધામ ને ધર્માચારી સુંદરી પેઠેમ દિવસે વિધવાવસ્થાનું ભાન કરાવતી, રાત્રીએ સૌભાગ્યવંતીને શરમાવતી જણાય છે.

રાત્રીના બરાબર સ્ટેન્ડર્ડ બાર વાગ્યા, એટલામાં બંગલાની પછવાડેની દિવાલ ઉપરથી કુદીને એક રસીયાને અંદર આવતો જોયો. ધીમી બત્તી બળતી હતી. પોતાના વ્હાલા દીલદારને આવેલો જાણીને વિરહ વ્યાકુળી વલ્લભા અંદર જઇ બત્તી લઇ આવી-અંધારામાં પ્રકાશ કર્યો. પેલો શખ્સ અંદર આવ્યો. કામલતા દાદર કને આવી, કુંજમંડપ તરફ વળવા જતાં રસિયાએ અટકાવી! આહા! તે સુંદરી ચમકી! તેની દૃષ્ટિમાં વિમુખ પ્રતિબિંબ પડયું!

કામજ્વર ઉડીને કંપજ્વર ચડી આવ્યો, વિલાસી–રજની ગુજારવા જતાં ઉદાસી–રજની લાગી ! વિરહ શાન્ત કરવા બદલે વ્યાકુળતા વધી પડી ! આનંદ બદલે આક્રંદ લાગ્યું ! વ્હાલા બદલે વેરીને જોયો ! આ શખ્સ કોણ હતો ? પેલો પિત્રાઇ રામલો ! દારૂમાં મસ્ત બની, કામના કેફમાં ચકચુર બની આવ્યો હતો.

કામલતા શરમાઇ ગઇ ! યોગિની સ્વરૂપ બદલાયલું હતું ! નવ યૌવન સુંદરી રંભાપરી સમાન શોભી રહી હતી. વિધવા છતાં વ્હાલાની વાટ જોતી, રાત્રીના વિલાસનાં સાહિત્ય–સાધનો તૈયાર કરી ઉભી હતી-પ્રેમીની પુંજા, તેને રિઝાવવાના પ્રસાદો, સુગંધીદાર અત્તર ને અગરબત્તીયો, ફ્રમવાર, મેવા, પાન–ગુલાબ અને સુખ–શૈય્યાનાં સાધનો ગોઠવાયલાં હતાં !

પણ અફસોસ !

અમૃત બદલે વિષ મેળવ્યું ! સુખ બદલે દુઃખ મેળવ્યું ! શાન્તિ બદલે અશાન્તિ ઉભી કરી ! અજાણી વાત જાણીતી થઇ ગઇ ! તેણી તો થંભીજ ગઇ !

આ રસિયો શખ્સ જાણીતો ને સંબંધી પુરૂષ હતો. પણ આ મનમોહિની કામલતા પાછળ લાગેલો, તેણીનો અપ્રિય અને અળખામણો એક મોહક વેરી હતો. જેનાથી તે છુપાતી–લપાતી, ને ધર્મનું પાખંડ કરતી દુર રહેતી હતી, તેની તે ભોગ થઇ પડી હતી. અનુકંપતી–દુર ખસતી, નીચું જોઇ છટકતી રહેતી હતી ! !...

---

## પ્રકરણ ૩ જું.

---

### વિલાસ બદલે વિકાર કે વિકાસ બદલે વિનાશ !

" કમુ ? આજે આટલી મોડી રાત્રે તું યોગિની જેવી વિધવા

ઓચે, સૌભાગ્યવતીનો શણગાર સજીને, જાણે કોઇ સુંદરી પોતાના સ્વામીની વાટ જોતી ઉભી રહી છે, એવા ઠાઠમાં તું કેમ છું. ?"

"તું આવવાનો હતો, એમ ધારીને!" કમુ, જે નામ ઉલ્હામણાનું હતું, કામલતા બદલે તેનાં અતલગનાં સંબંધી જનો કમુ કહેતા હતા. તેણીએ ગંભીરાઇથી, સમય સાંભળીને જવાબ આપ્યો.

"કમુ? કમુ? ત્હારો આ જવાબ વિચિત્ર છે. કહે, ન કહે, પણ કંઈ કાળું ધોળું છે!"

"તું આ ટાણે મ્હારા મંદિરમાં શા માટે આવ્યો?"

"શંકાના સબબે!"

"તું કંઇ મહાત્મા ત્રિકાળજ્ઞી નથી!"

"તોપણ હૃદયે એવું સુચવ્યું, ને અહીં આવ્યો છું. કહે, આ શણગાર કોઈ શોખીનના વશીકરણનો છે?"

"હા; મ્હારા દામોદર દેવનાં વશીકરણનો છે. એ વલ્લભ કુળોત્દીપક શ્રી મહાપ્રભુજીના અલખ–લખનો છે! હું ગોપાંગના બની છું. જાણે ગોકુળમાંથી, મથુરાં–વૃંદાવનમાં થતી રાસ–લીલાની અંદર સામેલ થવા શણગારી છું! પ્રભુજીનાં દર્શન કરવાને પરવારી છું! વિમાનની વાટ જોઉં છું."

"પ્રભુજી મને તેડવા આવવાના છે, તેની વાટ જોતી બેઠી છું." કામલતાએ વિચિત્ર બુટ્ટો ઉઠાવ્યો. જાણે મગજથી ભ્રમિત થઇ હોય, વિરહથી પણ તે પ્રભુ નામના વિરાગથી આંધળી બની ગઇ હોય, એવા દમામમાં જવાબ દીધો.

"કમુ? હું ત્હારી સઘળી હિલચાલ જાણું છું. તું કોની સાથે કેવી રીતે ચાલે છે, એ મ્હારાથી અજાણ્યું નથી!"

"હા; તું જાણતો હઇશ ખરો, કેમકે તેં એક વરસ દિવસથી, જ્યારથી હું રંડાયા પછી ખુણો છોડીને બહાર નીકળી છું, ત્યારથી

તું મ્હારી પુઠે લાગ્યો છું; એટલે તું ગમે તેવા તર્ક, પ્રપંચ ને અનુમાન કરીને મને છળવા માટે નવાં નામો, નવા બુટ્ટા, ને નવા ફેલ કરતો હઇશ; પણ રમુ ? તું હજી ભૂલો પડે છે. હું રૂપાળી છું, જુવાન છું, ધનથી સુખી હોવાને લીધે શરીરથી સુખી છું, ને તું જાણતો હઇશ, કે ખાનાર–પીનાર ને ખાવાનું જોઇએ, ભૂખ્યાં માણસને અન્ન જોઇએ, એવા ખ્યાલથી તું મને તૃપ્ત કરવા આતુર થયલો હઇશ પણ તેમાં તું ઠગાય છે. અપવાસીને અન્નની દરકાર નથી. તું મ્હારા પિત્રાઇ કાકાનો દીકરો છું. હું તને ભાઇ તરીકે ચાહું છું. સર્વ લોકોમાં, તેમજ ત્હારા મનમાં એમ ઠસી ગયું છે, કે મ્હારા ધણીના કાકા દામોદરદાસને તથા તેના છોકરા મથુરાંદાસને પણ ખ્યાલ પેસી ગયો છે કે મેં કોઇને મ્હારી મીલ્કતનો વારસ બનાવ્યો છે. પણ તે સૌ ભૂલ કરે છે."

"તેં ત્હારા ધનનોજ વારસ નથી બનાવ્યો, પણ ત્હારા તનનો યે—

"રમુ ? રમુ ? ત્હારી આજની રીત સારી લાગતી નથી. આજે તું જુદાજ રંગ–રૂપમાં જણાય છે !"

"હા; આજ હું ત્હારી છેલ્લી મુલાકાતે આવ્યો છું !

"એટલે ?–તું શું જબરજસ્તી કરવા આવ્યો છું !—"

"કમુ ? હું ત્હારા દીપકધન પર પરવાનો બનેલો નથી–માત્ર ત્હારા આ·"–રમુ તેનો હાથ પકડવા ગયો.

"ખબરદાર ? મોડી રાત્રે, એકાન્ત સમજીને અઘટીત છુટ લેતાં દુર રહેજે–તું મ્હારો ભાઇ છું, અને હું ત્હારી બ્હેન—

"કમુ ? બ્હેન તરીકેનો સાચો બ્હાર રહેવા દે, અને મ્હારી આશાનો વેલો આગળ વધવા દે—

"કડવી તુમડીના વેલાને વધવા દેવા કરતાં કાપી નાખવો

વધારે સારો છે. જા, ઘેર ચાલ્યો જા. અરધીરાત્રે શોર–બકોર થયલો કોઇ સાંભળશે, તો ફજેતી થશે!"

"આજે હું મ્હારી ઇચ્છા પુરી કર્યાં વિના જવાનોજ નથી!"

"એટલે? શું હું ત્હારી ઇચ્છા નહિ જાળવું, તો મારી નાખીશ?"

"હા! હું તને મારીશ, ને પાછળથી હું મરીશ! વરસોથી ત્હારી પાછળ દિવાનો થયલો આ રમુ, હવે તો છેવટે ત્હારી પાછળ જ મરવાનો છે."

"હું મ્હારા પિત્રાઇના છોકરા સાથે તો કદી પણ હસતે મ્હોડે–

"આ મુખડાનો મધુકર ખસવાનોજ નથી!" કમુનો હાથ પકડવા જતાં તે છટકી ગઇ—

"રમુ! રમુ! આજે તું ઝાકટો બનીને આવ્યો છું!"

"તેં મને તેવો બનાવ્યો છે."

"હું ત્હારી તરફથી આવી આશા ન રાખું? શું તું મને ચાહે છે, તે મ્હારી દયા ખાતર, કે ડહામ દેવા ખાતર?" "પ્રથમ હું તને ગરીબ, ને દુઃખી જાણીને, ત્હારા બગડેલા અવતાર માટે દુઃખી થતો હતો; પણ તેં જ્યારે ત્હારા કાકાજી સસરા દામોદરદાસનું ઘર તજ્યું, અને તું ત્હારા ધણીના એકાન્ત બંગલામાં એકલી હકદાર વારસ તરીકે અહીં આવીને રહી, ને તે પછી તને મહા તાપસીનો વેશ ધરીને મહારાજના મંદિરમાં જતી જોઇ, તે વખતથી મને ત્હારા પર વધુ મોહ પેદા થયો. મહારાજના મંદિરમાં આવંતા બગભક્તોની બગલગિરીમાં તું સપડાઇ ગયલી જોઇ, તે પછી—

"ખબરદાર! મ્હારા પર આળ મુકયું તો? હું કેવળ નિર્દોષ છું."

"અને જો હું તને પુરાવો આપું તો?"

"ત્હારાથી એક પણ પુરાવો આપી શકાય તેમ નથી!

"આ શું ?" રમુની નજર ટેબલપર પડી. કોઇ રાજવંશી પોશાકમાં, પોતાના વ્હાલા પ્રેમીનો ફોટો પડાવેલો, પોતાના ટેબલ-પર હતો, તે ઉપર નજર પડી, ને તરત ઉંચકી લીધો.

"એ મ્હારા મરનાર ધણીના એક રાજવંશી મિત્રનો ફોટો છે!"

"અં, હં! વાહરે ચતુર ચાતકી? મને પણ તું બનાવે છે? આ ફોટો તો—ત્હારા પ્રેમી પેલા વિધુર ધમુનો!—ફોટાનો પોશાક રાજ-વંશી છે, કંઇ મ્હોડું રાજવંશી નથી."

"ખબરદાર, કોઇનું કલ્પિત્ નામ ઉમેર્યું તો? લાવ, એ ફોટો!" કમુએ તે ફોટો ખેંચી લીધો. અને એકદમ અંદરના શય-નગૃહમાં ચાલી ગઇ—દરવાજો અટકાવી દીધો. અને ફોટો સંતાડી દઇ, બત્તી બુઝાવીને પલંગપર સુતી—છાતી ધડકતી હતી, અંગમાં અનુ-કંપ હતો. ચતુરાઇથી છુટી છતાં, ચોરને મન ભય ઘણો હોય, તેમ બ્હીતી હતી. તેણીને લાગ્યું કે, રામદાસ આજે યાવન લુટશે—પણ નફ્ટ બનીનેયે અટકાવવો, એવો ઠરાવ કરીને સુતી—કદાચ કંટાળીને ચાલ્યો જશે, એમ ધારી દરવાજો બંધ કરી સુતી. બિચારી કમુ ક્યાં જાણે છે, કે પાછળની ગેલેરીની બારી ઉઘાડી છે. પલંગની મચ્છરદાની આડી, ને ઝાડોની છાયા હોવાથી, પ્રકાશની અછતે તે જોઇ શકી નથી. રામદાસ પાછળથી બારી પાસે આવ્યો. ને બારી ઉઘાડી જોઇને મચ્છરદાની ઉંચી કરી, અંદર પેઠો, તેવીજ કમુ ચમકી અને બૂમ પાડવા જતાં રમુએ મોં દાબી દીધું—બન્ને વચ્ચે રકઝક થવા માંડી. અને છેવટ એ આવ્યું, કે રમુને કમુએ એક લપડાક લગાવી ક્હાડી, તેવોજ રામદાસ તેને પકડી પાડીને છાતીપર ચડી બેઠો. કમુની હઠીલાઇમાં રામદાસે ગળે હાથ દીધો. ને જોસભર તક-રાર થતાં કમુનો દમ દબાઈ ગયો!

વાંચનાર ? ત્હારી લાલસાનો પતગ, વહેમના વાયુમાં ઉડતો કદાચ અધીરાઇના જોશથી ફાટી જાય—અથવા તો કાચા સુત્રની દોરી તૂટી જાય, એટલા માટે હવે થોડું ખુલાસાનું મીણ લગાડીયે, કે પતંગ છગાવાની, ને લડાવાની લગાર મજા પડે !

કામલતા ( કમુ ) અને રામદાસ ( રમુ ) નો ઝઘડો ઘણા દહાડાથી ચાલતો હતો. રામદાસ કોણ હતો, એ માત્ર તેં સંક્ષિપ્તમાં જાણ્યું છે, પણ તે સાથે કામલતાની કેટલીક હકીકત જાણવાજોગ છે. રામદાસ માત્ર તેની પુઠે આશક થઇને પડયો ખરો, પણ તેના કહેવા પ્રમાણે, આ તવંગર શાહુકારની પુત્રવધુ પર, જીવતોલ મહેનતે પુઠે પડવાની બીજી તેની ધન–આશકી હતી—ને તે વડે આ નબળો આશક, કમુ પ્રત્યે ઉડતો હતો ! આ પ્રસંગ હવે પછી જાણીએ, તેટલાં પેલા કમુના ખૂન બદલે પકડાયલા આપણા બ્રીફલેસ બેરીસ્ટર મી. સુંદરલાલ વિષે કંઇક જાણીયે—કે તે અહીં કેવી રીતે સપડાઇ ગયો હતો ?—

---

## પ્રકરણ ૪ થું.

---

### પ્રેમ–પંખીઓનો પશ્ચાતાપ! લીનાં ને મી. જ્હોન.

" ડીયર જ્હોન ? " ત્હેં મ્હારી કદર ન કરી, એજ મને મોટો અફસોસ છે ! " લીનાંએ નાસ્તાના ટેબલપર બેસીને નમ્ર સાદે કહ્યું.

" મ્હારી પ્રિય ડોલી ? મ્હારી કમનસીબીનો એ વાંક છે ! તું મ્હારી પાછળ પછાડા મારતી હતી, છતાં મને પેલી ધનવંત છોકરીએ છેતર્યો ! જો કે મેં કદીયે તેને મ્હારૂં હૃદય આપ્યુંજ ન્હોતું ! અને કુદરતીજ ડંખ થતો હતો, પણ બનવા કાળ બન્યું, તેમાં હું નિરૂપાય થઇ ગયો. હવે મને માફ કર, લીનાં ?" જ્હોને, આશાફળ દેતાં કહ્યું.

"પણ તે મારી ફૂળ, પાછી મ્હારી વિરૂદ્ધ શત્રુ થઇને તો સામે નહિ આવે કે ?"

"બસકર, લીનાં ! મને હવે એ ટાણો ન માર ! અને મને શુદ્ધ દીલથી કહે, કે હવે હું સદાની ત્હારીજ છું !"

"ડીયર લવ ! એ કહેવરાવવું, તે પુષ્પમાં સુગંધ મુકવા જેવું યા સોનાંને ઓપ ચડાવવા જેવુંજ છે; તું હજી મને ઓળખી નથી શકયો, એજ મ્હોટી દીલગીરી છે !"

"લવલી લીનાં ! મેં દેખતી આંખે ભૂલ કરી છે. મને મારૂં પાપ ડંખે છે. મને એમ થાય છે કે રખે લીનાંનું મન ફરી જાય ! જેમ મેં તને દગો દીધો, તેમ રખે તું મને દગો દે ! પાપીનું મન પાપી, તેવું મને થાય છે."

"મ્હારો પિતા એક, ને પ્રભુ પણ એક છે ! મ્હારૂં જીવન પણ એક છે, ને મ્હારો પ્રેમ પણ એકજ છે, ડીયર, નિશ્ચંત રહે ! મેં હજી જહોનની જગ્યા કોઇને આપી નથી—ને આ જીંદગીયે આપવાની નથી. ઘણા ફાંફાં મારી ગયા, પણ લીનાં તો જહોનનીજ છે ! હું સત્ય પ્રેમ તથા સાચા પ્રેમીને ચાહનારી છું ! કામ, લોભ અને નબળાઇ વ્હોરનારી આ લીનાં નથી."

"ધન્ય છે ! ત્યારે હવે મ્હારી ખાત્રી તને કેમ થાય !"

"મ્હારા હૃદયમાં પ્રભુ છે, તે ખાત્રી આપશે !"—

જહોન નીચું જોઇ રહ્યો. એક વફાદાર સ્ત્રીની ટેક ઉપર આફ્રીન થઇ ગયો. 'લીનાં માટેજ જીવવું', એ નિશ્ચય કર્યો—અને હર્ષાવેશમાં લીનાંને ભેટવા જતાંજ, પેલો પોલીસ અમલદાર આવ્યાની ખબર મળી, પ્રસંગ બંધ પડી ગયો, ને બીજા માર્ગ પર ચડવું પડયું !

વાંચનાર ? તમને યાદ છે, કે પ્રારંભમાંજ આ સુત્રનો તાર તૂટી ગયો હતો ?—

હવે વળી પાછું ફરીને જોઇએ, કે એ અમલદાર પેલા ખૂનની કેસની અહીંઆં શી ચોકસી કરે છે ?

## પ્રકરણ ૫ મું.

### ભેદી ખૂનની તપાસ !

"આ બંગલો ખાલી હતો, કેમ ?" પેલા પોલીસે અમલદારે પુછ્યું.

"હા સાહેબ !" જ્હોનેજ બહાર આવીને જવાબ દીધો.

"તમે આ બંગલાના ભાડૂત છો ?"

"ના—સાહેબ !"

"ત્યારે અહીં મીસ લીનાં મેકલીન નામની કોઇ યુવાન બાનુ કોણ છે ?"

"તેઓ વિશલપુરનાં મહારાણી સાહેબનાં કમ્પેનીયન બાનુ છે. ડોકટરને તબીયત બતાવવા અહીં આવ્યાં છે. આ બંગલો, વિશલપુર મહારાજા તરફથી તેમના એજન્ટ મિ. દુબાસે એંગેજ કરેલો છે."

"મહેરબાની કરીને જો હરકત ન હોય, તો મીસ લીનાંને બોલાવશો ? મ્હારે તેમની જોડે કંઇક અગત્યની, અને તે પણ વિશલપુરની બાબતમાં વાત કરવાની છે !"

હજુ સાહેબ, મીસ લીનાંને બોલાવાની માગણી કરે, ત્યાં તો લીનાં હાજર થઈ, સાહેબ નમ્યો, ને લીનાં પણ નમી.

"માફ કરજો, બાનુ ! તમને તકલીફ દેવા આવ્યો છું."

"નેવર માઇન ! કહો, શી તકલીફ છે !"

"તમે વિશલપુર મહારાજા તરફથી અહીંયાં ઉતર્યાં છો ?"

"હા—તે વિષે તમને શું પુછવું છે ? કહેશો, કે તમે કોણ છો ?"

" હું કહું, તે પહેલાં એ વાત પુછીશ-પ્રથમ તો આ ગૃહસ્થ કોણ છે ?" સાહેબે, મી. જ્હોન તરફ જોઇને પુછયું.

" તેઓ મ્હારા સગા સ્નેહી છે-તેમની હાજરીથી તમારા જવાબને કશી હરકત આવવવાની નથી !

" તેઓ અહીં કયા કામ પર છે ?"

" હું વિલાયતથી ફક્ત થોડાંજ અઠવાડિયા પહેલાં આવ્યો છું. રેલ્વે ખાતાનો ડીગ્રી પામેલો ઇન્જીનીયર છું !

" મને કંઈ સ્ટેટ સંબંધ વાત પુછવી છે, હું પોલીસ અમલદાર છું !"

" ત્યારે તમે ડીટેકટીવ છો ?" જ્હોને પુછયું.

" જી......હા !-" સાહેબે લથડતી જીભે કહ્યું.

" વેરી વેલ ! ત્યારે હું પોતેજ બહાર જઉં છું." જ્હોન બહાર ગયો-સાહેબે લીનાંને પુછયું.

" બાનુ ? તમારા સ્ટેટમાં મી. સુંદરલાલ નામે બેરીસ્ટર ત્યાંની ન્યાય કોર્ટમાં છે ?"

" હા, તેનું શું છે ?"

" આ પાસેના બંગલામાં એક હીંદુ બાનુની બાબતમાં એક કેસ છે. એ બેરીસ્ટર આ વખતે એ કમ્પાઉન્ડમાંથી અજાણપણે આવતાં પકડાઇ ગયા છે. તેમનો બચાવ એવો છે, કે પોતે તમને મળવા આવતા હતા. બંગલો ન મળવાથી એક બદલે બીજા કમ્પાઉન્ડમાં આવી ચેડયા છે !

" બનવા જોગ છે ! પણ મી. સુંદરલાલ બેરીસ્ટર તો વિશલપુરમાં છે, ને કદાચ તે મને મળવાને આવતા હોય, તો બની શકે, પણ હું તેમને નજરે જોયા વિના કહી નથી શકતી !"

" આ ફોટો જોઇને કહી શકશો ?"

ડીટેકટીવે ફોટો બતાવ્યો. તત્કાલ છુપા કેમેરામાં પડેલો છતાં, લીનાંએ ઓળખ્યો, ને ખાત્રી આપી.

તેટલામાં એક સિપાઇ દોડતો ત્યાં આવ્યો, અને ખબર આપી કે ખૂનવાળા કેસનો ગુન્હેગાર પકડાયો છે. ખૂન થયું નથી—પણ ખૂનની કોશેષ કરવા આવનારને પકડયો છે—આ હકીકતથી સાહેબ વધુ ખુશી થયો. અને લીનાં કને માફી ચાહીને—જહોન સાથે સેકહેન્ડ કરી રવાના થઇ ગયો !

વાંચનાર ? હવે બધો ખુલાસો સાંભળી લ્હે, કે ત્હારી અધીરાઇ થંડી થઇ જાય !

પેલી કામલત્તાને શુદ્ધિ આવ્યાથી તે જાગૃત થઈ ગઇ ! ભયની મારી, શ્વાસ મગજ પર ચડી જવાથી બેભાન બની ગઇ હતી. ને પેલા રમુએ કલોરોફોર્મનો છાંટેલો રૂમાલ સુંઘાડી દેવાથી પડી રહી હતી. તે કલાકભરમાં ઉઠી, પણ તે પહેલાં પેલાએ ભયને લીધે પોલીસને ખબર આપી દીધી હતી. ચોરનું હૈયું પોચું, તે રીતે તે નિર્દોષ થવા ગયો, પણ અંતે ચોરને પોટલે ધૂળની ધૂળ !—કમુને પોતાનો પ્રિય ભાવીનાથ મળી ગયો—કમુ જેવી બેભાન હાલતમાંથી ઉઠી, તેવીજ બારીમાં જોવા ગઇ. ત્યાં કમ્પાઉન્ડમાં ગડબડ જોઇ—તેને ભય લાગ્યો, કે રખે રમુ પકડાયો હોય ! તેથી પોતે આગલો વાલકેશ્વર રસ્તો મુકીને, નેપીયન સી રોડની પાછલી ગલીમાં ઉતરી ગઇ, અને કર્મયોગે તેનો ખરો સ્નેહી ત્યાંજ નીચે રસ્તાપર મળી ગયો.

કુદરતનું ધારવું કંઇ જુદુંજ હશે. દસ વાગે, પેલા સ્નેહીને આવવાનું હતું ! તેનું નામ ધર્મદાસ હતું. ચોકસ ટાઇમ વીતિ જવાથી તે પછવાડેના માર્ગે ગાડી હંકારી આવ્યો, પણ હજી ગાડીમાંથી ઉતરે, ત્યાં તો કમુ મળી ગઇ—કંઇ પણ લાંબી ટુંકી કર્યા વિના, ગુપચુપ એજ ગાડીમાં ધમુ ને કમુ ગ્રાન્ટરોડ સ્ટેશન પર

ઉપડી ગયાં. અને સ્ટેશન પરથી પોલીસને ખબર આપી દીધી, કે નં. ૬૯૬ વાળા બંગલામાં બનેલા બનાવનો ગુન્હેગાર રામદાસ મુરારજી નામનો–કોટમાં, નં. ૯૬ વાળા ઘરમાં હોર્નબી રોડ પર એક રૂમમાં રહે છે, તે આવ્યોહતો, ને બાઇને બેભાન કરીને ઉપાડી ગયો છે !

આ ખબર થતાંજ પોલીસ સિપાઈ, લીનાંના બંગલા તરફ દોડયો–અને સાહેબને મજકુર હકીકતથી માહિતગાર કર્યો. સાહેબ પોતાના રહેઠાણમાં આવ્યો–અને સુંદરલાલને પોતાના તાબામાંથી મુક્ત કર્યો, પણ તે છતાં તેમના હસ્તાક્ષરે તેમનું શીરનામું લખાવી લીધું, તેમજ કામ પડે હાજર થવા કબુલાત લીધી. જો કે આમ કરી આપતાં આપણા બ્રીફલેસ સાહેબ મનમાં ડરવા તો લાગ્યા, પરંતુ આનાકાની કરીને સાહેબના મનમાં શંકા ઉપજાવવાનું ઉચિત ધાર્યું નહિ ! વિશલપુરમાં બનેલા બનાવથી, અને મહારાજા કનેથી મેળવેલા હુંડીના ઘોંટાલાથી કોઇ દહાડો નવી ગડબડ અને ભારે ખટપટમાં ઉતરવાનું તો હતુંજ, તે છતાં અણીનું ચુકયું સો વર્ષ જીવે, એ રીતે હાલ તો છટકી ગયો ! ભાગ્યયોગ સવળો કે લીનાં સીધી ઉતરી. કેમકે તે પણ છુપી રીતે અહીં રહી હતી. ને જહોન સાથે હતો. તેથી ટુંકમાંજ પતાવ્યું હતું–પોતાની વિશલપુરની ખટપટ મોં પર કે મનમાં શંકારૂપે લાવી ન હતી–ને વળી ટેલીફોનની ખબરથી સાહેબ બીજી બાજુ પર ઢળીને આ લોકોથી દુર ખસી ગયો હતો. હવે વળી શું નવું કૌતક જાગે છે, તે તરફ નજર કરીએ.

---

## પ્રકરણ ૬ ઠું.

---

### નિરજન વનનાં પંખીડાં.

"ડીયર જહોન ! મ્હારી કર્મકથા ઘણી લાંબી છે. પેલા સાહે-

બના કહેવા પ્રમાણે, સુંદરલાલ બેરીસ્ટર એકદમ અહીં આવ્યો હોવાનું, ને મળવાનું કારણ ઘણું ગંભીર છે: માટે આપણે આ બંગલો જલદીથી છોડી જવો જોઇએ. થોડો સમય બીજે ઠેકાણે રહેવું જોઇએ !"

"એટલું બધું શું ?" જ્હોને શંકાશીલ વચને પુછ્યું.

"ટુંકમાં એટલુંજ ડીયર, કે વિશલપુર સ્ટેટમાં રાજ ખટપટ ચાલે છે, અને મ્હારા પર તે ઠાકોરની કરડી નજર છે. હું એકદમ ત્યાંથી ન્હાસી આવી છું. આ ખબર જાણીને કાં તો ઠાકોરેજ પેલા બેરીસ્ટરને મ્હારી કને આજીજી કરી, ક્ષમા માગવા મોકલ્યો હશે. અને વળી ત્યાંના પ્રદેશનો રેસીડેન્ટ મી. સ્ટીલ સાહેબ પણ અહીં મુંબઈ આવવાનો છે. એટલે તે પણ જરૂર મને મળવા આવશે. તેમની કંઇ કંઈ સ્વાર્થી સુચના, મ્હારી પછવાડે વળગેલી છે. આ સર્વ સંજોગમાં ઠાકોરવાળો એક કેસ જો મ્હારી પુંઠે પડ્યો, તો જરૂર તુ અને હું લાંબા વખત સુધી જુદાં થઇ જઇશું, ને મારા પર નવી આફત આવશે; કેમકે સ્ટીલ મ્હારા પર આશક થઇ ગયો છે. હું તેને વશ થવા ખુશી નથી. ને જ્યારે તેને હું અપમાન ભર્યા શબ્દો વડે ના પાડીશ, ત્યારે તે ચીડાઇને ગુસ્સાનો માર્યો, ઠાકોરને ઉશ્કેરીને, મ્હારા પર તરેહવાર તોફાન ચલાવી, કોઇક ફોજદારી અપરાધમાં લાવશે ! કુહાડાથી તો કંઇ ન થાય, પણ જાતભાઇ-હાથો મળે, તોજ ઝાડ કપાય, તેમ ઠાકોરથી તો કશું થવાનું નથી, પણ સ્ટીલ સાહેબ મળે, તો મને મુશ્કેલીમાં રગદોળાવું પડે ! સ્ટીલ જાણે છે કે લીનાં અનાથ છે—ને તેથી તેણે મ્હારા પર ડોળો ઘૂરકાવ્યો છે ડીયર."

"હું સમજ્યો ! બે ફીકર રહે મ્હારી ડોલી ! જ્યાં સુધી જ્હોન જીવતો છે, ત્યાં સુધી હવે લીનાંનું નામ લ્હેનાર કોણ છે !

પણ ડીયર, ત્હારી ને મ્હારી સલામતીનો મને નવો માર્ગ સુજે છે, જો કે કદાચ આ પ્રસંગે તને નવાઇ જેવો સવાલ લાગશે, પણ—

"હું સમજી ! આપણાં લગ્ન ?—એમ થવાથી હું ત્હારી છાયામાં નિર્દોષ ને સલામત રહી શકીશ એમજ કની ? વેરી વેલ ! હમણાંજ ચાલ, દેવલમાં જઇને પાદરીને કહી–લગ્ન ગાંઠ નક્કી કરી લઇએ–કે પછી મ્હારે માથે એવો અપવાદ ન આવે, કે હું કોઇને લઇને નીકળી ગઈ ! ને પકડાયા પછી પણ મ્હારા પર ત્હોમત રાખી શકે ! વળી લગ્ન થાય, તો તને પણ મ્હારી તરફથી લડવાનું સીધું કારણ મળે, ને દુશ્મનનું મોં બળે ! હું પણ તેજ કહેવા જતી હતી–ઇચ્છતી હતી !" લીનાંએ તકનો લાભ લીધો. જ્હોનને પોતાનો કરવાની જોગવાઇ મળી. અને તરતજ બન્ને રસીલાં રમકડાં શિતળ ટેકરી પરથી રવાના થયાં ! હવે તે કેવી રીતે, કયાં ગયાં ! તે હકીકત પ્રસંગોપાત જાણીશું ! પણ પેલાં હીંદુ જોડલાં, ગ્રાન્ટ રોડ સ્ટેશને જઇ પહોંચ્યાં છે, તેનું શું થયું ! એ તરફ નજર કરીએ.

---

## પ્રકરણ ૭ મું.

---

### બાળહત્યા કરતાં પુનર્લગ્ન સશાસ્ત્ર છે !

**नष्टे मृत प्रव्रजिते क्लिबे च पतिते पतौ ।**
**पंचत्वा पत्स्यु नारीणां पतिरन्यो विधीयते ॥**

વિધવાઓને પુનર્લગ્ન કરવાના પાંચ પ્રકાર ભલે કોઇને માન્ય હોય, યા અમાન્ય હોય, પણ જો ન્યાતની કંઇક સમજ ભરેલી છુટ હોય, યૌવન સ્ત્રી સંતાનહીણ હોય, ને મનોબળ નબળું હોય, તો તે અવસ્ય પરવશ ઇન્દ્રીયોથી પતિત થવા સંભવ છે, ને તેટલાજ માટે, આ કળિકાળમાં, ફોજદારી કાયદાની ચુંગાળમાં ફસીને, અને પ્રભુના

દરબારમાં બાળહત્યારી બનીને, સાત જન્મ બગાડવા કરતાં તે નવ યૌવનાએ પુનર્લગ્ન કરવું યોગ્ય છે; ને તેનાં સંબંધીઓએ તેને મહા પાપમાં બચાવવી યોગ્ય છે! કુટમ્બની લજ્જા છતાં પણ સંગતી દ્વેષ ને કામવિકારને લીધે, સંજોગને આધીન થઈ, ઘણી યૌવનાઓ, વ્યભિચાર કરે છે; પણ તેમ કરતાં જે અઘોર પાપની અધિકારી થાય છે, તેમાંથી બચાવવા માટે પુનર્લગ્ન કરવું જરૂરનું છે જે સ્ત્રીના હૃદયમાં પ્રતિ પ્રેમ છે, જે સ્ત્રી પોતેજ વિકાર રહીત છે. જે સ્ત્રી સુપુત્ર–સંતાનવતી છે, ને જેના હૃદયમાં સદ્ધર્મનાં બીજો રોપાયલાં છે, તેને તો અતી દુરાગ્રહ છતાંયે, તે ધર્મપંથ ઉલ્લંઘવાનીજ નથી: પણ જેનું મનોબળ તદન નષ્ટ થયલું છે, તેને તો પુનર્લગ્ન કરવું, તે હાલના આ સમયમાં જરૂરનું છે! કેમકે કાળ વિષમ છે! ઇન્દ્રિયો પરસ્વાધીન છે. અને લજ્જાનો લોપ થઇ ગયો છે! માટે કુટમ્બનાં ને દેશ–ધર્મના રક્ષણ માટે આ વિચાર અયોગ્ય ગણાશે નહિ!

"પ્રીય કમુ? ત્હારી હિમ્મતને ધન્ય છે! જો કે રમુ ત્હારો એક પિત્રાઇ, અને ત્હારા પર, તન અથવા ધનની ગમે તે લાલચે તોફાન કરે, તો અલબત તેને પોલીસની ગેટ દેખાડવીજ જોઇએ: પણ તેમ કરતાં આપણને ઘસડાવું પડશે તો?"

"વહાલા ધમુ? તું ન ગભરા! આપણે હવે જગજાહેર થઇ જવાનાં છીએ! મારા નિશ્ચય મુજબ હું ત્હારી પતિ–પુનર્લગ્નની સ્ત્રી થવાની છું. પછી બીજાંને કહેવાનું શું રહેશે? ચાર દહાડાનું ચાંદરણું! એ ઘડી બોલીને રહી જશે. ને હાલ તો આપણામાં આ બાબત સાધારણ થઈ પડી છે!"

"પણ તેમ કરતાં, ત્હારા ધણીનો કાકો દામોદર ઘણો વગવાળો માણસ છે. તે આપણને સુખે રહેવા નહિજ દેય!"

"એ સુધારક છે, તે છતાં અન્ય સુધારાવાળાનો આશરો લઇશું.

વળી એ મ્હારો સગો પૈસાનો હકદાર છે, કંઇ મ્હારી જાતનો નહિ ! કદાચ તે લડે, ને હેરાન કરે, તો તે પૈસા માગશે; પણ બીજું શું કરશે ? એ તો જોઈ લ્હેવાશે ! હાલ તો ગાડે બેઠાં, તેનાં ગીત ગાઇયે ! કહે, ત્હારી હિમ્મત ને વિચાર પર બધી વાત છે ! આજ સુધી આપણે માત્ર દૃષ્ટિગોચરથીજ ધર્મ સંપાદન કર્યો છે. મને વ્યભિચારનો તિરસ્કાર છે. હું મારૂં મનોબળ સંભાળી શકું તેમ નથી. ત્હારા પર મ્હારો લવ ને જીંદગીની ઇમારત છે. માટે તું હવે શું કહે છે ?"

"હું ત્હારે ખાતર, તું કહે, તે ભોગ આપવા તૈયાર છું ! વિધુર છું ! નવીન કેળવણી પામેલો સંસ્કારી છું. ને ધનાઢ્ય છું !"

"તો પછી કાકા–મામા ને સાસુ–નણંદથી બ્હીવાનું શું છે ? પુનર્લગ્ન હોલમાં ખબર આપવામાં ઢીલ શી ?"

"મુંબઇમાં હો–હા, ને ચકચાર કરવા જતાં, ત્હારા સગા, પૈસા ખાતર, આડે માર્ગે, આપણને અટકાવશે; માટે ગુર્જર પાટનગરમાં જઇને, ત્યાંજ લગ્ન કરી લઇએ !"

"જેવી ત્હારી મરજી ! ત્યારે આપણે સાથે શું લ્હેવું ?"

"ત્હારા દાગીના, રોકડ, ને લોન–શેરો છે, તે તો ત્હેં મ્હારે ત્યાંજ મુકેલા છે. પછી ત્હારી સાથે બે પાંચ કપડાંજ લઇને ઉપડવું. બંગલે કશું જંગમ જોખમ છેજ નહિ ! નવા લૈયાને રાખવાની હું ગોઠવણ કરી દઇશ. અને આપણે મેથેરાન અથવા જ્યાં ફાવે ત્યાં–આબુ તરફ ગમે તો ત્યાં ઉપડી જવું—પછી થાય તે ખરૂં !"

"પણ લોકો ન્હાસી જવાનો આરોપ તો નહિ મુકશે કની?"

"હવે વળી નાચવા જવું, ત્યાં ઘુમટો શો તાણવો ? આપણા હીત માટે જે થાય, તે ભલે થવા દો !"

"ત્યારે ચાલો, હવે આપણે શાન્તાક્રૂઝ આપણે બંગલે પહોંચી

જઇએ—ને ત્યાંથી સગવડ પડતી ટ્રેનમાં રાજનગર તરફ રવાના થઇ જઇશું. ત્યાં જઇને પછી જે ગોઠવણ કરવાની હશે, તે કરીશું."

"એમજ!" ધમુ છેવટનો જવાબ નક્કી આપે, તેટલામાં ટ્રેન આવી પહોંચી, અને આ ભાવી જોડલાં રવાના થઇ ગયાં!"

પોલીસ ગેટમાં મળેલા ટેલીફોન મુજબ કોટ ખાતેથી પેલા શખ્સને પકડવામાં આવ્યો છે; હવે તે કામનું શું થાય છે, એ જોઇએ!

## પ્રકરણ ૭ મું.

## વિશાળપુરની વિષમતા!

રાજતંત્ર પર અમલનો કેફ ચડયાથી તે ચીવડ બની જાય, એવી ન્યાય સુત્રની કહેણી તો નહિ હોવી જોઇએ; પણ ડોસી શાસ્ત્રમાં હશે! ગમે તેમ પણ અમલનો કેફ આકરો તો હોયજ! તેમાં નિરંકુશપણે વર્તન ચલાવનાર દરબાર કે ઠાકોર, સ્વચ્છંદી વર્તન જો કરે, અને તેના ઉપયોગનું નઠારૂં ફળ જો મેળવે, તો તે શિક્ષા યોગ્ય થાયજ! અજાણ ગુન્હેગાર, નિર્દોષ દયાને પાત્ર છે, પણ દોષિત અપરાધી તો શિક્ષાનેજ લાયક છે.

બ્રિટિશ સલતનતની બોલ બાલા! મુગલ શહેનશાહતના જમાનાની ત્રાસજનક રાજનીતિની યાદ અનુકંપ કરાવે છે, ત્યારે આપણો બ્રિટીશ અમલ, રક્ષણનું દર્શન કરાવે છે.

દેશી રાજ્યમાં જ્યાં સ્વતંત્ર અમલ અને અંધાધૂંધી ચાલે છે, તે રાજની પ્રજામાં કકળાણ ને કળાહોલ ભલે દયાજનક હોય, પણ રાજા સ્વચ્છંદી અને પ્રજા માત્ર પર દયા ઉપર જીવે છે. તેનું સુત્ર ભયંકર તો ગણાયજ!—

વિશાલપુરનો રાજ અમલ, ખરી રીતે તો એક વ્યસની રાજા પર ચાલે છે. તેમાં તો કંઇ શક નથી! ભવાયા–તરગાળાના છોકરાઓનાં ગળાં, નૃત્ય ને ચ્હેરા પર જેમનો આનંદ હોય, તેમની રાજનીતિ માટે પુછવું શું? તેની પ્રજાનાં સુખ માટે પુછવું શું? ઠાકોરની વર્તણુક આપણે જોઇ જાણી ગયાં; છેવટે મીસ લીનાં તરફથી, પોતાની વર્તણુક માટે કેદી થયા છે, તે પણ જાણ્યું. હવે શું થશે, તે પણ જાણીશું; પરંતુ આ પ્રકોપમાં પાપરૂપ તો રાજની તિજોરી અને જનાનાનો દાયરો થયો, કેમકે તિજોરીનું તળીઉં દેખાયું, અને જનાનાની ખરચી ખુટી!

મી. સ્ટીલ સાહેબની આશા કંઇક જાગૃત થઇ: કેવળ દરિયાના તળીયામાં પેસી ગઇ હતી, તે તરતી થઇ; કેમકે લીનાંએ તેને નિરાશ કર્યા પછી, ફરીને તેને બોલાવવો પડયો. ને તે ઉપરથી સ્ટીલ સાહેબે માની લીધું, કે લીનાં પસ્તાવામાં પડી હશે, ને છેવટના ઠરાવ પર આવીને શરણ થઈ હશે, પરંતુ પરિણામ તો કંઇ જુદુ જ આવ્યું.

દરબાર સાહેબ, કેફના આવેશમાં પીસ્તોલ ફોડીને પસ્તાઇ ગયા. સ્ટીલ સાહેબે લીના ગુમાવી, અને બ્રીફલેસ બેરીસ્ટરને રાત લઇ ન્હાસવું પડયું! સર્વમાં વધારે ફતેહ આપણા બ્રીફલેસ બેરીસ્ટરની થઈ હતી ખરી; કેમકે બે લાખનો તડાકો પડયો હતો! જો કે તે કંઇ બાપાના લહેણા તરીકે વસુલ થયા ન હતા–પણ બાપુ ઠાકોર સાહેબનો કાળો ડોળો, ધોળી કીકી (આશા) સહિત, શારદાના શાન્ત ચહેરા પર ચમકતો હોવાથી લક્ષ્મીદેવી પ્રસન્ન થયાં હતાં! જો કે અંતે તો ચોરને ઘેર મોર પડયા હતા! બ્રીફલેસના બે લાખ પારકી તિજોરીમાં પડયા હતા–સડયા હતા, પણ હાલ તરત તો તે ફાવ્યો હતો!

લીનાં થોડીવારે શુદ્ધિમાં આવી હતી. ને તે પછી ફકત બે કલાકના જ

અરસામાં વિશલપુર છોડી ગઇ હતી. જ્હોનની અકસ્માત મુલાકાત, એ એક શુભ ચિન્હ હતું ! ડાક્ટરનો મુંબઇ ખાતાનો એજન્ટ, દરબારી તાર અનુસાર સ્ટેશન પર લેવા આવ્યો હતો. કેમકે ડાક્ટરે તાર કરીને "એનેક્સી લોજ" જે પોતાને માટે ભાડે રાખેલો, તેમાં લીનાંની સગવડ કરી દેવા, ને સ્ટેશને લ્હેવા એજંટને ખબર આપી હતી. લીનાં તે જાણતી હતી. ને તે મુજબ મેલ વખતે એજન્ટ હાજર હતો. બીજાં તેને, ને લીનાંને તે પીછાણતાં હતાં. દરમ્યાન સ્ટેશન ઉપરજ જ્હોન મલી ગયો હતો. ને લીનાંએ તેને લોજમાં બોલાવ્યો હતો. જ્યાં આ બ્રીફલેસની પધરામણી જાણી હતી, કેમકે તેજ વળતી ફાસ્ટ ટ્રેનમાં મી. સુંદરલાલ પણ એ લાખની ગાંસડી બાંધીને મુંબઇ આવી પહોંચ્યા હતા.

---

## પ્રકરણ ૮ મું.

### દેશી રાજ્ય—નવું જુનું !

દેશી રાજ્યના અમલનો સ્વતંત્ર દોર જે રીતે નિર્ભય પગની પાની તળે, દબાઇને કચરાયલો છતાં, તેની પણ પરવા વિના, અસલની હકુમતપર ભમરો ચડાવી, ડોળાને ડોલતા રાખનાર આપખુદી દરબારોની ચકરી ખસે, ત્યાં બોલ બાલા ! જ્યાં સુધી મહેરબાનીનો ઝરો ઝરે છે, ત્યાં સુધી તેની રૈયત અને કામદારો તેની મુછના બાલ છે, પણ જ્યારે કાન ઉંચા થયા—એટલે એજ માણસ અને એજ મહેરબાની તેની વૈરણી સાથી થવાની ! બે બદામનો ખાસો નોકર છતાં, તે સાહેબનો સરદાર થઇ જાય, પણ વફાદાર દિવાન તેનો વેરી થાય છે. અને વરસો સુધી રાજની બહેતરી કર્યા છતાં, આખરે જો તેના સ્વચ્છંદી

વર્તનને તાબે ન થાય, તો તે કારભારીનો ડબ્બો ગુલ થઇ જાય છે, ઘર–બાર લૂંટાય છે, ને પાયમાલીનો સુમાર રહેતો નથી.

વિશલપુરના રાજની અંધાધુંધી અને અલપચારી જાણી લીધી છે. અને સ્વચ્છંદી રાજકર્તાના અહોદીન કયા આનંદમાં જાય છે, તે આ પુસ્તક અને તેનાં પૂર્વજ "**બેરીસ્ટરનો બૈરી**" વંશ–ગ્રંથમાં અનુભવી લીધું છે, એટલે વિશેષ કહેવાનું નથી: પણ અનુક્રમણિકા તપાસતાં જણાય છે, કે આપણા જે શોખીલા દરબારો, જેમને નાટકનો અદ્‌ભૂત શોખ, ગોરી ગૌરીઓનો નાદ, અને નાટકનાં ભૂલકાં ભૂતોની રમત પસંદ છે, તેમજ શિકાર અને રમનનાં રમકડાં થઇ ગયાં છે, તેવા ઠાકોરડાની રાજનીતિ અને પ્રજા શાન્તિ માટે કહેવાની જરૂર નથી, કે તે કયારે અસ્થિર ગતીને પામશે !

કાળની ગતી ગહન છે, સમયકાળ સદાય બેસી રહેતો નથી. દીનપર દીન બળવાન છે. એજ માણસ, એજ શકિત, એજ કીર્તિ, અને એજ પુન્ય કયાં પલાયન થઇ જાય છે, અને જળભર્યાં સરોવર કેમ સુકાઇ જાય છે, તેની ગતી પ્રભુ વિના કોઇ જાણી શકે તેમ નથી.

વિશલપુરનો રાજમામલો પાછો બદલાયો ! રૂશો–જાપાન વોરનું છેવટ આવ્યા પછી અફઘાન સરહદમાં નામની ગડબડ અને ચાંચીયાનું કંઇ જોર જારી થવાની વાત જણાયાથી, મિ. સ્ટીલ સાહેબને તે તરફ કામચલાઉ ડયુટી પર જવાનો ઓરડર મળ્યો, અને ત્યાંથી રવાનાં થતા પહેલાં, દરબાર સાહેબના ખટલાના ખાટલાના તૂટેલા પાયા પાછા સાજા તાજા કરવાની જરૂર પડી. !

સ્ટીલ સાહેબ એક રીતે ઇન્સાફી અને રાજનો વફાદાર હતો. લાંચ–રૂસ્વત કે નામની પણ ભેટ લહેવાને નારાજ હતો. આ વખતે તો તે કેવળ આશકીના અંધાપામાં ગોથું ખાઇ ગયો હતો–પોતે

સમજતો હતો, કે ઠાકોરને કબજે કરવામાં ભૂલ કરી હતી—પણ સત્તા અને સમય સાચવી—સંભાળીને કામ લ્હેવામાં ડહાપણ સમજતો હતો.

લીનાં ચાલી ગઇ, એ બળાપો બહુ હતો. ઠાકોરને કબજે કર્યા પછી, પોતાના મનમાં સમાધાનીનો રસ્તો લ્હેવાની ઇચ્છા હતી—પણ તે દરમ્યાન લીનાં પર કરેલા ઉપકારનો વચનથી બદલો લઇને, લીનાંની પ્રીય જીંદગી ખરીદવાની ઇચ્છા રાખતો હતો. તે ન્હોતો જાણતો, કે લીનાં એકદમ અજાણ રાખીને મુંબઇ રવાના થઇ જશે.

જો ઠાકોરની ગડબડ ચાલુ ન થઇ હોત, તો તે જરૂર મુંબઇ રવાના થઇ જતે—પણ આ અરસામાં લાડકી લીનાં ચાલી ગઇ, ને પોતે બન્ધનમાં પડી ગયો—હજી ઠાકોર સાથે મસલત કરીને, કામનો બંધ વાળે, તેટલામાં સરહદ તરફ ડયુટી ઉપર જવાનો હુકમ થયો. એ રીતે તે બંધાઇ ગયો. અને ના લીનાંને જોઇ શકયો, કે ના ઠાકોરની ગરબડ શાન્ત કરી શકયો.

ઠાકોરને પોતાની કને બોલાવીને બહુજ સમજાવ્યું. તેની સ્વચ્છંદી ચાલ માટે, તેની આડી રીતભાત માટે, રાજતંત્ર ચલાવવાની નાલાયકી માટે, અને ન્યાયનાં પરિણામ માટે બહુ સમજાવ્યું; એટલુંજ નહિ, પણ જે વખત જાય છે, તેમાં તેમને રાજભ્રષ્ટ કરીને, નજરકેદ રાખવાનો હુકમ થશે, એ પણ ભય બતાવ્યો—આ બધું ઠાકોરે સાંભળ્યું, ને આંખમાં આંસુ લાવીને સ્ટીલ સાહેબની ક્ષમા માગી—અને હવે પછી ભવિષ્યમાં તેવી ભૂલો ન થવા માટે કબુલાત આપી. આ કબુલાત મ્હોડાની નહિ, પણ લિખત આપી; જાહેર નહિ, પરંતુ ખાનગી આપી! સબબ એજ હતો, કે સ્ટીલ સાહેબે કરેલા ભૂલ, ઠાકોરને ભોગવવી—અને સાહેબે નિર્દોષ રહેવું! અમલના અમલનું આ પરિણામ આવ્યું. ને મામલો શાન્ત થઇ ગયો!

સ્ટીલ સાહેબ પોતાની નવી ડયુટી ઉપર રવાના થઇ ગયો—

અને તેમની જગ્યાએ એક બીજો સાહેબ આવ્યો. જોકે આ સાહેબ ઇન્ડીયન સીવ્હીલીયન હતો—ને એકવાર પ્રથમ આ પ્રાંતોમાં આવી ગયો હતો. વિશળપુર ઠાકોરે તેમની કૃપા સંપાદન કરેલી હતી. ને તે વિસરાયલી કૃપા તાજી થઇ, બેંગાળ તરફ કેટલોક વખત સાહેબે ગુજારેલો—તે મુદત લાંબી વીતી હતી—પણ હવે તે તાજી થઇ, અને આ કૃપા સાથે તકનો લાભ લઇને, નવું જુનું શરૂ થયું !—

આપણા માનવંત બ્રીફલેસ બેરીસ્ટર ઉપર, અને મીસ લીનાં ઉપર, ઠાકોર સાહેબની અવકૃપા ઉતરી; અને નવા સાહેબ મી. મીલન સાથે મસલત કરીને, બન્ને ઉપર ક્રીમીનલ કેસ ચલાવવાની તજવીજ શરૂ કરી—

રજવાડામાં નવા ગુન્હા ઉભા કરવાની, અને તેને ચીમળીને કચરી નાખવાની બીના કંઇ નવી કે નવાઇ જેવી નથી—અને એજ ધોરણે, માલ મીલ્કત જપ્ત કરી, બાકીનું કરજ કહાડી, વિશ્વાસઘાત ને દગાઇના આરોપમાં છુંદી નાખવાનું સામાન્ય થઇ પડયું છે, તે રીતે આ કેસ પણ શરૂ થયો—

વાંચનાર ? તે પહેલાં આપણે તે પાત્રો તરફ નજર કરીએ—

## પ્રકરણ ૯ મું.

### સંસાર-સુધારો ! નવીન પ્રકરણ !

સુધારો આપણો સાચો, પહેલાં ઘર સુધારી લ્હો,
પછી પરન્યાત ને જાતી પ્રતિ દષ્ટિ નિવારી લ્હો;
બળે છે પાયમાં પુરૂં અને લંકાં બુઝાવી લ્હો—
સલામત આપણું રાખી, બીજાં બાવાં બનાવી દો !

સાચા સુધારકો પ્રથમ જાતેજ સુધરે છે! વિષ મારનારા પોતેજ વિષ પીયે છે! સાપનું ઝેર ઉતારનારા, સાપને હાથમાંજ પકડીને રમાડે છે! આપણા ભારતની આબોહવા, આપણી ઉંચા પ્રકારની અચળ રહેણી-કરણી, આપણાં જાતિમાન ધર્માચરણ અને આપણી સાદી પણ નિર્મળ જીંદગી માટે, કાળના કાળ વીતિ જવા છતાં તે ને તેવીજ ચાલે છે: તેને કચરી-મચડી, ભલે વાંકી નકલી બનાવે, તોપણ તે નેતર, સીધી ને સીધીજ રહેવાની છે; કેમકે તે કૂતરાની પૂંછડી નથી! આર્ય ધર્મનાં સિદ્ધાન્તોનો અનુભવ કર્યા વિના, તેનાં તત્વ ને સાહિત્ય તપાસ્યા વિના, માત્ર દૃષ્ટિને આનંદ આપે-બાહ્ય વસ્તુના પ્રકાશથી ઉજવલ લાગે, તે સારૂં ગણીને દાખલ કરવું, તે પહેલાં તેનો અનુભવ મેળવવો વધારે સુખપ્રદ છે!

આર્યન બ્રધરહુડના જમણમાં ન્યાત-જાતનો તફાવત, એ માત્ર દૃષ્ટિ દોષનું કારણ મુખ્ય હોવું જોઇએ; નીકર આપણાં આર્ય વિશ્રાન્તિ ગૃહો જુઓ, અને ત્યાં પગમાં જોડા-બુટ, અને અનેક આ-પણી ભિન્ન ભિન્ન જાતિના યુવકો, ભજીયાં-ચટણી, પુરી, શાક અને માલ-મસાલા ઉડાવતા, એકજ ટેબલપર, એકજ મોંયે લાગેલી રકા-બીમાં મોજ માણે છે! પણ છીંડે ચડયો ચોર, તેમ બિચારાં બ્રધર-હુડપર પનોતી બેઠેલી, તે તેના જમનારાને નાશીક જઇને પ્રાયશ્ચિત કરવું પડયું, ને મુછ મુંડાવવી પડી! વિલાયત જનારા પાપી, અને આફ્રિકા જનારાઓને માફી! કારણ કોઈ પુછતું નથી, ને જવાબ કોઇ દેતું નથી! આંધળેકી હાર, દે દાતાર!-

જગતમાં ચાલે છે, ત્યાં ગાડાંભર, અને નહિતર રજભર પણ ચાલતું નથી. બકરીનો ભોગ સ્હેલો, વાઘનો નહિ! ગરીબની હાય નકામી, પણ ધનવંતની ગાળ બોધક!!—

કામલતાના સ્વસુર કુટમ્બનો શેઠીયો દામોદરદાસ-ડી-તેવોજ

સુધારક હતો. પણ જ્યારે ઘર ઉપર આગનો તણખો પડતો જોયો, ત્યારે તે ધારા અને ધોરણ સામે થઇ ઉભો રહ્યો !

વાંચનાર જાણે છે, કે કામલતા ( કમુ ) વિધવા છે, યુવાન છે. તેની અવસ્થાના પ્રમાણમાં તે જો પુનર્લગ્ન ના કરે, તો અવસ્ય ધર્મભ્રષ્ટ થઇ જાય; ને તે માટે તેણે ફરીને લગ્ન કરવાનો સ્તુત્ય વિચાર અમલમાં મુકવા યત્ન કર્યો—બાળપણમાં રંડાણી હતી. પતિનો પાસ પણ પુરો લાગ્યો નહતો. અને ન્યાતમાં નાતરૂં કરવાનો રિવાજ ચાલુ થયો હતો. માત્ર સાસરીયાંમાં છુપો વાંધો હતો. જો કે દામોદર શેઠ સુધારક હતા, તે છતાં પોતાના ભત્રિજાની વહુને નાતરે જવા દેવાની તેની પુરી હઠ હતી ! !—

કામલત્તાનો એક હરીફ રમુ યાને રામલાલ જે જબરદસ્તીના સોદામાં સપડાઇ ગયો છે, પોલીસના સપાટામાં ચડી ગયો છે. તેને બાદ કરતાં, કમુ જેને ચાહે છે, તે ધમુ યાને ધર્મદાસ સાથે, વિધુર અને વિધવા બન્ને એકરૂપે લગ્ન—પુનર્લગ્ન કરવા, શાન્તા કૂઝથી રાજનગરીના રાજ ભુવનમાં—યાને પુનઃ લગ્ન મંદિરમાં પહોંચી ગયાં છે. તે માટે આપણા સુધારક સાહેબ ખસુખાં-ખાસડાખાંએ શું કર્યું તે જુઓ !—

બિચારો ધ્રીકૂલેસ બેરીસ્ટર, બીજાંની કંઇક જુબાનીથી, જો કે કમુના કેસમાં નહિ, તો વિશળપુરની વાતમાં સપડાઇ જતે ખરોજ, પણ તે હાલ તો બચી ગયો—ને તેને બદલે રામદાસ પકડાઇ ગયો. એ કેસમાં આંપણા દામોદર શેઠને તડાકો પડવાની આશા બંધાણી—કેમકે કમું ગુજરી ગયાના ખબર મળ્યા—પણ પાછળથી તે બંગલામાંથી ઉડી ગઇ, ને તે પંખિણી કયાં ઉડી ગઈ, તેની ખબર સુધારક સાહેબના નાક—આંખપર આવી, કે તેમણે રાજનગરના પુનર્લગ્ન હોલમાં, સુધારક મંડળ સમક્ષ લગ્ન કરી દીધું—અને તે મુંબઇનો

માધવ હોલ મહાલય ત્યાગ કર્યો, તેનું કારણ એજ કે પોતાનો કાકા સસરો દામોદરદાસ સુધારક હોવા છતાં પોતાને ખરાબ લાગે, તેમજ ઘરથીજ પહેલ કરવી પડે, માટે ચાલુ અંકુશ રાખ્યો હતો!

પાણી-વાયુ કે અગ્નિનો ધુમો બંધ કરી રાખનાર માણસ, કુદરતના નિયમથી વેગળો છે! યુવાનીનો વ્હેળો કદી દાબ્યો રહેતોજ નથી; અલબત સંજોગ, સંગત અને પ્રસંગવશાત્ માણસ દબાઇ રહે છે, પણ તે તદ્દન બંધ પડી રહેતોજ નથી, માટે સમય કાળે કુદરતના પ્રમાદને અટકાવવો ભૂલ ભરેલો છે. તેમને માટે સંસારના સરળ અને સારા માર્ગપર દોરવવાં જોઇયે. સારાં શિક્ષણની અસર થઇ શકે, તેવા સંજોગમાં બાળકોને ઉછેરવાં જોઇએ, યા તો છુટ આપ્યા પછી તેને તેવા માર્ગમાં ચાલતાં થવા દેવાં જોઇએ; પણ હજી આપણા આર્ય સંસારને તે રૂચતું લાગતું નથી, ને તેથી દુનિયાના પવન ખાતાં પખીયો અજાણપણે યા નકલી મગજથી પોતાની ઉડતી ઇચ્છાઓને અજ્ઞાત માર્ગમાં મૂકીને સ્વતંત્રતા ભોગવતાં કંઇ કંઇ નજરે પડે છે. આ વાત દામોદર શેઠ જેવા સુધારક અનુભવની આંખે જોઇ શકતો નથી, પોતાનું પોઝીશન ભૂલી જાય છે!

કાલલેના, પોતાના દાગીના અને ઝવેરાત સાથે ઉપાડી ગઈ હતીજ, આ ગોઠવણ કંઇ નવી ન્હોતી—પ્રથમથીજ સંકેત કરી રાખ્યો હતો. ને તે ધર્મદાસને હવાલેજ કરવામાં આવ્યું હતું. જે રાત્રીયે પલાયન કરવું હતું, તેજ દહાડે આ ગંભીર બનાવ બન્યો હતો. રમુ એકાએક ચડી આવ્યો હતો. ને અંજાણપણે 'ખૂન' કરવાનો નવો બનાવટી જેવો—આશ્ચર્યકારક કેસ ઉત્પન્ન થયો હતો!

પુનર્લગ્નની જાહેર બાબતની ચર્ચા, વર્તમાનપત્રમાં આવી! દામોદર શેઠથી કંઇજ વધુ બોલી શકાયું નહિ. કેમકે સુધારકના નામપર કાળી ટીલી બેસી જાય! એ વાત અહીં મુલ્તવી!—

દામોદરશેઠ હજી તો કમુના બંગલામાં પડેલા રામદાસ અપરાધીના કેસમાં ગુંથાયા છે! અને બીજી તરફથી પોલીસ–તાર ઉડતો ફરે છે, કે કમું કયા ગુફાના ભાગમાં ઉડી ઉતરી ગઇ છે! દરમ્યાન જાહેર થયું, કે તે બદચાલની હશે–ને તેથીજ પુનર્લગ્ન કર્યું છે!–

પુનર્લગ્ન કરનારી બાઇઓ, કેમ જાણે બધી બદચાલનીજ હોય! આ રીતનો ખોટો ખ્યાલ જુના મગજના ખોખરાં હાંલ્લામાં ઘૂમતો જણાય છે, ને તે એક સુધારકના સ્વાર્થને કારણરૂપ થયું છે!

પેલો રમુ પકડાયો–પણ તેમાં કંઇ પોલીસનો દહાડો વળે તેમ ન્હોતું! વળી કમુ જીવતી નીકળી, ને પુનર્લગ્ન પણ કરી ગઇ, તેથી દામોદરશેઠની દાઢ પણ કંઇ ગળી થાય, તેમ ન્હોતું! આ બધા સંજોગ વચ્ચે, કામલતાનો ખૂન કેસ કહાડી નાખ્યો! રામલાને બે ધબ્બા મારીને, ચેતવણી આપી છોડી મુકયો–ને દામોદરશેઠ હવે તો પોતાના ભત્રિજાની મીલ્કતના વારસદાર તરીકે મુંબઇની હાઇકોર્ટમાં દિવાની દાવાપર ચડી ગયા.

કમુ ક્યાં ઘર કરી બેઠી–અને લીના ક્યાં રંગ ઉડાવતી બેઠી, તે હવે જોવાનું છે; કેમકે બન્ને પૂતળીયો હજી અનિશ્ચીત હાલતના ઝુલાપર ઝુલે છે. ભાવી પ્રબળ છે!–તેમજ દામોદરશેઠના વારસાના કેસનું શું પરિણામ આવે છે, તે જોવાનું છે! પુનર્લગ્ન કરનારી સ્ત્રીને પતિના વારસાનો કેટલો હક છે–અપુત્રવતી શું લઇ શકે છે, તે હીંદુઓના પાનીયાં ફેરવવાં જોઇશે–તે પહેલાં બ્રિફલેસ તરફ નજર કરીએ–

## પ્રકરણ ૧૦ મું.

### શ્રી ઇન્ડીયન ગોલ્ડન ટ્રેઝરી બેંક લીમીટેડ.

ગુજરાતના પાટનગરમાં મીલમેનીયા ઉત્પન્ન થયો, અને બહોતેર

મીલનાં ઠાઠીયાંથી ધુમ્ર–વાયુએ આખા ગગનને રોકવા માંડયું, ત્યારે મુંબઇમાં બેંક મેનીયા ચાલ્યો. તેમાં ખાસ કરીને આ એક નામાંક્તિ નરના હાથે, સીલ્વરકીંગના પ્રખ્યાત ચાંદથી વિખ્યાતી મેળવેલા અનુભવી મગજના વીરનરે હિમ્મત કરીને, ઉપલા પ્રકરણીય મસાળાં મુજબ એક બેંકની સ્થાપના કરી—અને ઇલાકાનેજ નહિ, હીંદુસ્થાનનેજ નહિ, પણ વિલાયતી વાંકડાઓને, મુછના આંકડાઓને પણ બ્હાલાએ નીચા નમાવી દીધા; પહેલે વર્ષે ૭ ટકા વહેંચણી, બીજે ૭ માસે નવટકાનો ફાળો, અને બાર ટકાની આશા આપતાં, લોભાયા લોકોનાં દીલડાં પીગળી ગયાં ! **ફીક્સ ડીપોઝીટ** સિવાય બીજી વાત નહિ ! લાખોની થાપણ જમે ખાતે ભરાવા માંડી ! અને ખેલાડી સોદાગરે છુટે હાથે રૂપાનો સટ્ટો ખેલવા માંડયો ! દુનિયાના વેપારીયો—અમેરિકન સીલ્વર કીંગ્સ જેવા સોદાગરો પણ માન મૂકી ગયા—મુંબઇ જેવા શહેરમાં ટંકશાળને પણ થંભાવી દેવા લાગ્યો—આ તોફાનનું પરિણામ શું ?—

ચડી તે દડી આ ભૂમિપટ થવાને !

અને અંતે એમજ થયું !—

આપણા બ્રીફલેસ બેરીસ્ટર મી. સુંદરલાલે વિશલપુરની તીજોરીનું તળીયું ઝાટકી નાખીને, જે એક લાખ નવાણું હજાર લઈ ન્હાસી આવેલા, તે નાણાંમાંથી એક લાખ તો મજકુર બેંકમાં નવ ટકાને વ્યાજે એક વરસ માટે **ફીક્સ** ડીપોઝીટ મુકી દીધા—નેવું હજાર જુદા જુદા કાગળીયામાં રોકી દીધા—અને નવ હજારમાં આઠ હજાર ક્રેડીટબેંકમાં—ચાલુ ખાતામાં જમે કરાવ્યા ! બેરીસ્ટર સાહેબ ન્હાઇ રહ્યા !

એક હજારમાંથી પોતાનીપર આવેલી પેલી મલબાર હીલવાળી

આફતમાં ઈનામ ખાતે થોડા વાપર્યા—પણ બાકી આગળ શું કરવું, તે વિચારમાં પડયા !—

હીંદુ બોર્ડિંગ એન્ડ લોઝીક હાઉસમાં હવે વધુવાર ઉતારો કરવાની અનેચ્છા થઈ—વર્તમાન પત્રદ્વારા વિશલપુરના મામલાનું સમાધાન થયલું જણાયું—પોતાની ધર્મપત્નિ શારદાકુમારી, ને એક બાળપુત્રી હજી ત્યાંજ હતાં—તેમને ત્યાંથી અદ્ધર ઉપાડી લાવવાં, કે મહારાજા સાહેબ પાસે જઇને છેવટની સલામી કરી આવવી, આ વિચાર ઘોળાવા માંડયો—અંતે બેરીસ્ટર સાહેબ, બેંકના આધારે જીવન મુકીને વિશલપુર વિદાય થયા !—ભાગ્યની ગતી તો જુઓ. અંતે કૂકડી કસાઇવાડે ચાલી, પણ પ્રભુએ બચાવી લીધી !

## પ્રકરણ ૧૧ મું.

### દેશી રાજતંત્રની ચુંગાલમા !

સાવજને દરમાંથી બહાર કહાડવો હોય, ત્યારે બકરાંને બૂમ પડાવે ! શિકાર સમજીને બહાર વાઘ આવે, ત્યારે શિકારી તેને ઠાર કરે !—

વિશલપુર દરબારે આ રીતે યુક્તિ કરી. સ્ટીલ સાહેબ રવાના થઇ ગયો, અને દરબાર સાહેબ છુટા થયા પછી તેમનું જોર વધી પડયું, અને પાછો અસલ રંગ ચડયો. લીનાં જેવું રમકડું હાથમાંથી છટકી ગયું, અને બ્રીફલેસ બેરીસ્ટર જેને ઠાકોર પોતે બેવકૂફ સમજે છે, તે પોતાને બનાવીને બે લાખ રૂપિયાની રકમ ઉપાડી ગયો—એ એમના મગજને બહુ વિચિત્ર લાગ્યું—જે તેના મદની જવાળાએ તેને

બ્હાવરો બનાવી દીધો. એ ગોરી છોકરીને ક્યારે ચરણમાં નમાવું, અને પેલા બ્રીફલેસને ક્યારે દબાવીને બે લાખ પાછા કહડાવું, એ યુક્તિ તથા ક્રોધ પર ચડ્યો—પણ બન્નેમાં તે નિષ્ફળ નિવડ્યો !—

શિકારીએ જાળ પાથરી—કોઇ પણ રીતે બેરીસ્ટરને વિશાલપુરમાં લાવવાની યુક્તિ કરવી. એ તર્ક માત્ર કારભારીનો ખરો હતો, પરંતુ દરબારે તેટલી ધિરજ ન રાખી, અને શરૂઆત આકરી કરવા માંડી—પ્રથમ તો બેરીસ્ટરને "**બ્રીચ ઓફ ટ્રસ્ટ**" માં સપડાવવાનો કેસ કર્યો—બે લાખ રૂપિયા મુંબઇની ચોકસ બેંકમાં ભરવા મોકલ્યા છે, તે રૂપિયા તેણે પોતાની ખાનગી મીલ્કત ગણીને ઉપયોગ કર્યો, એ પ્રકારનો અપરાધ લાગુ પડ્યો. સુંદરલાલ બે લાખ લઇને મુંબઇ ગયો છે, ને તે પૈસાની વ્યવસ્થા માટે જ ગયો હોવો જોઇએ. આ કલ્પના ઉપરથી ઉપલો ગુન્હો ઘડી કહાડ્યો, અને તે માટે સુંદરલાલને પકડવાનું વોરંટ કહાડ્યું ! આ વાતની ચર્ચા બહાર પડી—અને શારદાના જાણવામાં આવ્યું. આ ચતુર ચતુરા સમજી ગઇ, કે ઠાકોર આ બહાને જરૂર તેની લાજ લૂટશે !

બેરીસ્ટરને તારથી ખબર આપવાની તક રહી નહિ ! પોતાના પતિને બચાવવા સાથે, પોતે છટકી જવાની તક હાથ લઇ લીધી. તેણી કોઇને પણ ખબર કર્યા વિના, પોતાની પુત્રી અને એક નોકર બાઇ સાથે, ગામથી પાંચ મૈલ પર માતાના મંદિરે માન્યતા પુરી પાડવાને બ્હાને ચાલી નીકળી. અને નજદીકનાં સ્ટેશનથી ત્રણે જણ અમદાવાદ તરફ રવાના થઇ ગયાં ! આ વાતની બીજે દહાડે દરબારને ખબર પડી, અને ક્રોધ વશ થઇ ગયો—પણ હવે શું કરવું ? અંતે કોઇ નવું તંત્ર ગોઠવવા ધાર્યું !—

# પ્રકરણ ૧૨ મું.

## શારદાની સુઘડતા !

" જેને ચતુર સુઘડ મળી નાર, સફળ જીંદગાની "

આ સુઘડ કાવ્યની લીટી મુજબ, શારદા જેવી સતી આપણા બીફ્લેસ બેરીસ્ટરને મળી હતી–કુદરત અજબ રીતે જોડી મેળવે છે ! એક નબળું હોય, તો બીજાને સબળ બનાવે છે, અને એ જોડીથી જીંદગીનું સોખાણ ચાલુ કરાવે છે !—

બેરીસ્ટર મુંબઇથી રવાના થયો, તે વખતે પરભારો વિશલપુર જવાનો વિચાર હતો. પણ દૈવયોગે તેને એમ લાગ્યું, કે અમદાવાદનાં ઘરબાર તપાસી, તેને સાફસુફ કરાવવાનો બંદોબસ્ત કરી જવો–કેમકે હવે વિશલપુર નિવાસ ઓછો જ થવાનો છે ! આ વિચારથી અમદાવાદ ઉતરી જવાનું ઠર્યું–અને ભાગ્યયોગે, સ્ટેશન પર હજી પોતે ઉતરે, ત્યાં તો રજપૂતાના રેલ્વેની ગાડીમાંથી શારદાને અને ધીરીને ઉતરતી જોઇ. સુંદરલાલ એકદમ તે તરફ ગયો. અને શારદા તેને જોઇને ચમકી, હર્ષથી છવાઇ ગઇ !

" સારૂં થયું, કે તમે મળી ગયા ! " શારદા બોલી.

" બાપાજી ? અમે આવ્યા ! " ધીરી બાળા બોલી.

" પણ તમે એકાએક કેમ ? " સુંદરલાલે પુછ્યું.

" પ્રભુ પાધરો, એટલે મળી ગયાં ! "

" કેમ, ત્યાં તોફાન છે ? પેપરમાં તો સમાધાની જણાવે છે ? "

" માત્ર ઠાકોરને છુટા કર્યા–બાકી આપણી પર ધાડ છે–હાલ તો ઘેર ચાલો– ત્યાં જે કંઇ થવાનું છે, તે વાત નિરાંતે કરીશ ! !

" સારૂં થયું કે આપણે મળી ગયાં—હું તો ત્યાં આવતો હતો. પણ કુદરતેજ સુજાડયું, કે ઘરની તપાસ લઇને રાત્રેજ રવાના થઇશ. "

" જે થાય તે સારા માટે ! હવે એ ગઢને આગ લગાડો—આપણે નથી મોટા હોદા જોતા ! " શારદાએ કંટાળીને જવાબ દીધો-ને ગેટ બહાર નીકળ્યાં.

વાંચનાર ? આ હકીકત હવે સારી રીતે ત્હારા સમજવામાં આવી છે—હાલ તરત તો શૂળીનું વેર કાંટાથી વળ્યું ! ઠાકોર સાહેબ હવે વળી જે તોફાન કરે, તે ખરૂં; પણ હમણાં તો શિકાર છટકી ગયો !—

આ કારણોમાં ત્હારી કલ્પના કંઇક ગોથું ખાતી હશે—બેરીસ્ટર સાહેબ તો આ કથાના બીજા ભાગની શરૂઆતમાં—નાટકની રંગભૂમિ પર લલકારે છે, તે શી રીતે ?—

જરા ધિરજ રાખજે—હમણાં જે તે નાટકી રંગ, ત્હારી નજર આગળ ખડો થાય છે ! મુંબઇ નગરીનાં ગુજરાતી નાટકોનો આધુનિક પ્રકાશ, સુધારાના ફરકતા વાવટા, બેંકોના ઘોટાળા, અને નાટકી લડાઇની ભેંપુરી વગેરેનું દિગ્દર્શન, હવે ત્હારી નજર આગળ અપ ટુ ડેટ ખડું થઇ જશે !—

---

**બીજો ભાગ સમાપ્ત.**

ॐ

શ્રી

# લીનાં

અથવા

# બ્રીફલેસ-બેરીસ્ટર.

## સચિત્ર ભાગ-ત્રીજો.

કળા આદર્શના ભાવો, ગુણીજન ગૌણથી પેખે;
ન જાણે શર્કરા ગર્ધવ, ગ્રહે તો કાળ યમ દેખે.

## પ્રકરણ ૧ લું.

### શ્રી ગુર્જરનાટ્યકળા આદર્શ સભામાં બ્રીફલેસ-બેરીસ્ટરનું સંભાષણ.

કહેવત છે, કે દરજીના દીકરા કનેથી સીવણકળા સમજાય. મોચી કનેથી ચામડાની ચતુરાઇ, કુંભાર કનેથી ઠીકરાનું સાહિત્ય, ઇજનેર કનેથી શીલ્પકળા, ડાકટર કનેથી વૈદક, અને લૉયરો કનેથી કાયદા કાનુનનાં સંભાષણો સંભળાય, પરંતુ આ જમાનો વિચિત્ર છે; આજે

ધંધો કંઇ ખાસ વર્ણાશ્રમપર રહેલો નથી ! મોચી માસ્તર અને ઢેડ શિક્ષક ! બૈરી, છોકરાં ભણાવે; અને ભાયડો, બચ્ચાં ઉછેરવાનું કામ કરે ! વાણીયો અગ્નિહોત્ર કરે, અને બ્રાહ્મણો હૉટેલ ચલાવે ! પણ ધંધો કરવામાં હાનિ કે કલંક નથી; બાકી ધર્મ તો રાખ્યો રહે છે !

આપણા બ્રીફલેસ સાહેબની જીવનકળાનો થોડો કણ અને બાકી ભૂખરા પ્હાણાના લોટ જેવો ભાગ્ય–પ્રકાશ જાણી લીધો. સદ્દ ભાગ્યે વિશલપુરની વાવડીમાંથી બચી ગયા. નીકર વગર લીધાની મુર્છા લ્હેવી પડત ! ખેર, યદ્દાભાવી !

પરંતુ હવે તેમના નવા જીવનનું પ્રકરણ શરૂ થાય છે; સુધરેલી હીંદના એક મહા ભાગમાં–યાને મુંબઇનગરીમાં પ્રવેશ કરાય છે ! આ જીવનની કથા થોડી લાંબી છે, ને તે હવે પછી જણાશે. કેમકે તેમના માથાપર વિશલપુરના બે લાખનું ત્હોમત લટકે છે, તેમાંથી શી રીતે મુક્ત થયા, અને નાટક મંડળીમાં કેવી રીતે જોડાયા, તે બ્યાન બાકી છે; પણ તે પ્હેલાં આધુનીક નાટકની કર્મકથાનો અનુભવ બતાવવા બેરીસ્ટર બહાર પડયા છે.

કેટલાક પુંછડીયા તારાઓ, જેમનાં જીવન ચીરાયુ છતાં પ્રકાશ, ચળિત, અને સ્થાન, અનિયમીત હોય છે, તેની અત્રે ઝાંખી થાય છે ! આ મંડળનું નામ **“ ગુર્જર નાટ્યકળા આદર્શ સભા ”** રાખવામાં આવ્યું છે ! હાલનાં નાટકોમાં બિભિત્સતા વધી પડી છે, એમ બકવાદ બહુધા ચાલે છે, એટલુંજ નહિ, પણ મરાઠી નાટ્ય-કળાનો ઉદય પામેલો આદર્શ, ગુજરાતીમાં પ્રાપ્ત નથી થયો; અને ઉત્તમ પ્રતિના લેખકો, નટ અને નટવિધાન, કામ પ્રમાણે કથા અને વસ્ત્રાભાસ, કળા આદર્શ અને સંગીત ઇત્યાદિ યથા ઘટીત જણાતું નથી ! તેમજ નાટકનો ધંધો એવા રમણપર ચડી ગયો છે, કે ભરત મુનિના આશયનું ખૂન થાય છે, ને તે ધારા–ધોરણથી વિરૂધ હો-

વાને લીધે, આપણા માનવંત, સાહિત્યકળા આદર્શક બ્રીફલેસ બેરીસ્ટર, પોતાના નવા વેપલાના અનુભવ બિન્દુ તરીકે આ મજકુર સભામાં ભાષણ રજુ કરે છે. આજનો દિવસ રળિયામણો છે. આશરે બસો ખુરશીયો અને સ્રીયો માટે અલ્હાયદી જગ્યા રાખી છે. સમય શનીવાર સાંજનો છે.

શ્રીગણેશ સહાય નમ:

શ્રી ગુર્જર નાટયકળા આદર્શનો જય ! ધ્વની ધ્વજા અને ધનનો વિજય ! સભામાં પ્રેક્ષકો અને શ્રવણકની હાજરી ચાલુ થઇ ગઇ; આશરે પંદરેક નાટકવાળા, ફકત હુરીઓ કરવાના હેતુથી પધારેલા, સભાના સાતેક આગેવાન, અને સાહિત્યને નામે વાંદર નકલ કરીને લેખક, કવિરાજ, તથા માસ્તર સાહેબો બનેલા, બેડખાંઓના ગુલામના ગઠ્ઠા તરીકે પંકાતા, તેમજ વિલાયતનાં મસાલા વગરનાં પટેટાનો સ્વાદ ચાખી આવેલા, કેવળ ધંધાની બેપરવા ( એક પણ બ્રીફ ન મેળવી શકનારા ) બ્રીફલેસ બેરીસ્ટરો, ઇત્યાદિ ઇત્યાદિ ઉપરાંત, પાંચ સાત રાંડી રાંડો, અને બે ચાર વાંઢીઓ સુધરેલી, માત્ર દેખાવ માટે ખેંચી તાણીને હાજર કરેલી સભા દીપાવતી હતી.

આજના ભાષણના પ્રમુખ તરીકે મી. નિવૃત્તીનિવાસ ખુશામતદાસ માખણપારેખ બિરાજ્યા હતા. મી. મશ્તલાલ રોકડીયાની દરખાસ્ત અને કવિ તફડમચીદાસ શર્માના ટેકાથી પ્રમુખસ્થાન શોભાવા લાગ્યું. પ્રમુખ સાહેબે, આપણા ભાષણકર્ત્તાનું ઓળખાણ કરાવ્યું. અને જણાવ્યું કે, લોકો એમ સમજે છે કે મોચીઓએ ખાસ જાંજ શીવવાં, અને ઢેડ લોકોએજ ઢોલ વગાડવો, પણ કળાના આદર્શમાં સૌનો ભાગ છે; કંઇ નટ તરીકે નાચવાનું કામ માત્ર તરગાળા કે ભવાયાનુંજ નથી; પણ બ્રાહ્મણ, મીર, ભાવસાર, ભાંડ અને ભટ્ટી વગેરેનુંયે છે. કંઇ બેરીસ્ટર હોય, તેથી કાયદાનોજ ઉપદેશ કરે

તેમ નથી, પણ અનુભવનો લાભ આપવો જોઇએ; અને તે રીતે આપણા ભાષણકર્તાએ, વિલાયતમાં જોયલું, ને હાલ અહીં, પોતાના બેરીસ્ટરી ધંધાને બાજુ કરીને, ફક્ત કળાના આદર્શ તરીકે, નાટકી દર્શન કરાવે છે! જ્યાંસુધી આવા કેળવાયલા, વિલાયતાદિ દેશોમાં ફરેલા, સાહિત્યના શોખીન, અને બુદ્ધિના સાગર વિદ્વાનો નાટયકળા જેવા વિષયનું આન્દોલન નહિ કરે, ત્યાં સુધી અભણ લોકોનાં હાથમાં આવેલી આ ગોલ્ડન ટ્રેઝરી નકામી ખાલી થઇ જાય છે, માટે તેના ઉદય અને સુધારણા સંબંધો આજનું ભાષણ સાંભળવા સર્વને વિનતી કરવામાં આવે છે. ઈત્યાદિ પ્રમુખનું મસ્કાફીકેશન ખાતું પુરૂં થયું. ને આપણા બેરીસ્ટર સાહેબ, નાટકી બ્રીફ લઇ ઉભા થયા:— માનવંતા બાનુઓ અને ગૃહસ્થો!

મ્હારૂં નાટયકળા સંબંધી કામ નથી. અને હું કંઇ બ્રીફલેસ નથી! સભાની ખાસ સુચનાથી, અને સાહિતસેવા બજાવવાના હેતુથી, મને મળેલા અનુભવની માત્ર થોડીજ હકીકત જાહેર કરવાની રજા લઉછું. મ્હારી ભાષા લગાર "કોમીક" છે!

ગુજરાતી નાટકનું મેદાન આજકાલ ખુલ્લું પણ લુખું દેખાય છે! નાટકની સુધારણા સંબંધી મ્હારા ભાષણનો બીજો નંબર ચાલુ પ્રકરણ પછી પ્રકટ થશે, પણ તે પહેલાં એટલુંજ કહેવાનું છે કે હાલનો નાટકી ધંધો, અમુક વ્યક્તિને બાદ કરતાં, બાપ કમાઇના દીકરાઓને લૂટવા જેવો છે! નથી માલેકો તેવા કેળવાયલા સાહિત્યકાર, કે નથી પડયા તો સુધરેલા! માત્ર સીન—સીનરીની ટાપટીપ, કપડાંલતાં અને ચાળા—ચસ્કાના ચમત્કાર! પ્રેમના નિરસ અને અસભ્ય પાઠો—અને ગાયનના કોબા કૂટાય છે! પ્રથમ હું એજ વાંધો ઉઠાવુંછું કે નાટકકારો, જે ગાયની કનેથી દૂધ મેળવવા માગે છે, તેને માત્ર ઘાસ દેખાડીને લોહી દોહી લેવા યત્ન કરે છે; અને ફક્ત કવિરાજોને બેની-

ફીટની લાલચે નાટક પડાવી–થોડા દહાડા ખીચડી ખવરાવે છે! એ ગરીબ બિચારા નિશાળીયા યા મહેતાજી મહાપદ માને છે, અને કોઈ વિશ્વાસે છેતરાયલા સારા લેખકોને, કોર્ટની ડીક્રી મેળવવી પડે છે: માટે પહેલો સુધારો તે બાબત થવો જોઇયે! હમારા જેવા બ્રીફલેસના અગ્રગણીય, મોભાગ્ર બુદ્ધિના વિદ્વાનો, નાટકો લખીને બે હજાર મેળવે છે, ત્યારે બીજા બિચારાં બકરા જેવાઓને કોર્ટનો આશરો લઇ, પોતાની કીર્તિનાં પગલાંને, નાટકશાળાની દેવડીપર લટકાવવી પડે છે. બીજું નાટકની અંદર અભણ અને બાળવયનાં બાળકોના હાથમાં, હલકા પ્રકારના હાવભાવવાળા સ્ત્રીયોના પાઠો આપવામાં આવે છે, અને નાચવા માટે આઠથી દસ વર્ષના બાળકોનાં જાગરણથી ઉભા રાખીને તંદુરસ્તી બગાડવામાં આવે છે–નાજુક પગારથી લલચાવી, ગરીબ મા–બાપોને સમજાવીને તેના પર ઉભો જુલમ ગુજારવામાં આવે છે! વળી તેના મ્હોંમાં કેવાં ગાયનો રજુ થાય છે, તે માત્ર આ બે ત્રણ ગાયનોથીજ સમજી શકાશે. ( ગાયન ગાઇ બતાવ્યાં! )

હાલની મરાઠી નાટક મંડળીયો ઉત્તમ પ્રતિનું કાર્ય કરી બતાવે છે. ને કળાના ઉદય માટે દર વર્ષે સંમેલન થાય છે. કેટલાંક નાટકો, ફક્ત ગદ્ય ( prose ) ભજવાય છે, તે છતાં શાન્તિથી ફતેહમંદ ઉતરેલાં છે; જનવર્ગનો **ટેસ્ટ** સુધારવાનું કામ નાટકકારોનું છે, પણ તે જ્યાં સુધી, અમારા જેવા સુધરેલા લેખકો બહાર નહિ પડે, ત્યાં સુધી કંઈ થવાનું નથી!–

મ્હારા ભાષણનો આ પ્રથમ મણકો છે. ને હવે પછી બીજી અનુકૂળતાએ બીજો મણકો પ્રકટ થશે. નાટકકારોને આ ભાષણથી ચમકાટ થશે, ખોદાબખસ બેડક આપતા બંધ પડશે, અને અમારા લેખ માટે નિંદા કરશે, પણ અમારૂં ભાષણ તેની પરવા કરતું નથી! તસ્દી માટે ક્ષમા!–

આ ભાષણ પુરૂ થયું. શા માટે આપણા શ્રીફ્લેસ સાહેબે આ રણાંગણ ગજાવ્યું, તે હાલ તો નથી જણાતું, પણ કંઈક હેતુ છે, તે હવે પછી જણાશે! વિરૂપી સભા બરખાસ્ત થઇ ગઇ—

## પ્રકરણ ૨ જું.

### મુંબઇના ધંધાદારીઓપર ધાડ!

રાજાનું સુખ, પ્રજાની સુખાકારી અને સલામત ઉપર છે. પ્રજા સુખી તો રાજા સર્વ સુખી, પણ પ્રજા દુઃખી તો રાજા પહેલો દુઃખી; કેમકે રાજાના વૈભવ સુખનો સર્વ આધાર પ્રજાની આવક અને ઉપજ ઉપર છે. જો પ્રજા પાયમાલ થઇ ગઇ, તો રાજાની પહેલી અવદશા બેસે છે; આ શાસ્ત્ર સિદ્ધાન્ત કહેવાય છે!—

પાશ્ચિમાત લડાઇ પ્રકટ થવાનો પડઘો કયારથી બેઠો, તેની શોધ કરવી પડે તેમ નથી! પેલા આપણા જાણીતા સીલ્વરકીંગ વેપારી મરહુમ મિ. સરૈયાએ સ્પીસીબેંકનો સીલ્વર સટ્ટાનો લાલ વાવટો ઉડાડયો, અને એ બહાદુર નરે, પોતાની હિમ્મત પણ પારકા પૈસા ઉપર જે ખેલ ખેલવા માંડયો, તેનું પરિણામ એ આવ્યું, કે દેશી પ્રજામાં ઉદાસી પેઠી; નાણાં બજારમાં હોહાકાર થઇ રહ્યો, અને વેપાર ધંધામાં ઉથલ પાથલ થવા માંડી! દુનિયામાં એક એકના આધાર ઉપર સર્વ વહેવાર ચાલે છે; ને તે રીતે મી. સરૈયાનો કેટલોક આધાર બીજી દેશી બેંકો ઉપર હતો. તેમાં ખાસ કરીને મી. જાફર જુસબવાળી ક્રેડીટ બેંકનું ભોપાળું યા દીવાળું બહાર પડયું ન હોત, તો હજી પણ થોડાં વર્ષ આ ધંધો ચાલત; પણ હીંદના ગરીબડા સંસારનો ધુમો ઉડવાનો હશે, તેથી ક્રેડીટબેંકના સ્થાપક તુરંગવાસ થયા, અને

આશાવંત ચળકતો તારો સરૈયો પ્રભુના દરબારમાં પહોંચી ગયો.

સીકંદર શાહ ગયે જબ દોનો હાથ ખાલી થે !

× × × ×

સ્પીસી બેંક ભાગી—સરકારી જપ્તી મુકાઇ ગઇ ! સજીવન થતાં થતાં પાછી ગીરદેસીમાં આવી પડી ! જર્મનીના સપાટામાં બેલજ્યમની પાયમાલી થઇ, તેવી રીતે જબરાની જબરદસ્તીથી સ્પીસી બેંક પાયમાલ થઇ ગઇ,

કોઈ ભરશો ના રે, બળીયા સાથે બાથ;

ભલે તન નહિ બાળે, પણ મરડાશે હાથ.

× × × ×

વ્યાજની લાલચે, સરૈયાના બળ પર સ્પીસી બેંકમાં અનાથ વિધવાઓ અને એક પુત્રવતી વૃધ ડોસીઓની હજાર—પાંચસોની રકમ ડૂબી—અને તેનો હાય—નિસાસો, પથ્થરને પણ બાળવા લાગ્યો. બીજી તરફથી સ્પીસીબેંકના શેરોની ધમાલ ચાલી—બેંક તો સરકારના હાથમાં વહિવટ કરવા ગઇ, અને તેના અમલદારો નિમાઇ ગયા—ફીક્સ ડીપોઝીટ અને અનાથોનાં નાણાં કોઇ પણ રીતે વસુલ દેવાં, એ સરકાર માબાપની રહેમથી, શેરીયા લોકો ઉપર ધાડ આવી ! પ્રથમ તો પાટલે બેસી—પંગત માંડીને પ્રસાદ લ્હેનારા લીકવીડેટર સાહેબોને પકડયા—અને ઘોટાલાના જોખમદારો ઠરાવીને હજારોનાં નાણાં એકઠાં કરી લીધાં. તે પછી શેરહોલ્ડરો પાસેથી બાકી રહેલા કોલનાં નાણાં માટે નોટીસો નીકળી ! હજારો ગયા, તો ગયા, પણ દાઝયા ઉપર ડહામ લાગવા માંડયો—જેમ તેમ પણ પંથ પુરો થવા લાગ્યો—ને ડીપોઝીટરો થોડે પણ ફાવ્યા ખરા !

× × × ×

મુંબઇના ધંધાદારીઓ આ સત્તાના શાણપણ આગળ હડી

જવા લાગ્યા, અને નાણું ભીડ થવાથી કામ કાજેમાં બહુ મંદી ચાલવા લાગી, એટલુંજ નહિ પણ વ્યાજ ઉપર વાડી–બંગલાના ખરચ નીભાવનારાનાં, ગાડી–ઘોડા અને મોટરો ઠંડી થઈ ગઇ ! રાજ ચલાવનારા દેશી રાજાઓ છુપાં દીવાળાં ફૂંકવાની અણી ઉપર આવ્યા - કોઇએ બે રામ તો કોઇએ બાર રામ ગણીને ભજન કરી દીધું !

આ રામકથામાં આપણા બેરીસ્ટર સાહેબ, જેઓ થોડાજ વખતમાં બ્રીફલેસ નામ બાળીને, વાલકેશ્વર પર તરત વેળા બંગલો ભાડે લઈ. મોટારનો કાળ ખીસામાં રાખી બહાર પડયા હતા–તે સપડાઇ ગયા !

વાંચનાર ! હવે તને ખરો ભેદ જણાવવાને હરકત નથી–કેમકે વિશળપુરનો મામલો બંધ પડી ગયો. આપણો હોંસીલો–રસીલો, અને શોખીલો ઠાકોરડો સ્વર્ગવાસ થઇ ગયો–ટુંકી વયમાં ત્રણ વરસનો વારસ મુકીને સ્વધામ સીધાવી ગયો. એટલે તરત વેળા, ઠાકોરની ઉમેદ મનની મનમાં રહી ગઈ–અને બ્રીફલેસ સાહેબને બે લાખ હજમ થઈ ગયા !

ગરીબનાં નસીબ ગરીબ, તેમ બેરીસ્ટર સાહેબ વિશળપુરથી બચી ગયા, તો સ્પીસી બેંકમાં ફટકો લાગી ગયો–તેમણે જે લાખ સરખી રકમ, જે સરકારી પ્રોમીસરી નોટસો, તથા ટાટાના શેરોમાં રોકી હતી, તે થોડીક મતા વેચીને આ બેંકમાં મુકેલી, રહી ગઈ, ને તેના પર આશાનાં તાગડધિન્ના કરવા લાગ્યા–અમદાવાદથી પણ ઉઠાંતરી કરી ! અને ખાસ બ્રિટીશ રક્ષણ તળે મુંબઈ આવીને રહ્યા. વાલકેશ્વરખાતે બડેખાં બનીને મોટાર દોડાવવા લાગ્યા–એ અરસામાં નવરા બેઠા નખોદ વાળે, તેમ તરેહવાર વેપલા કરવા માંડયા–તેમાં પહેલો નાટકી વેપલો વિચિત્ર થઇ પડયો. પણ તે કર્મ કથા પહેલાં જુઓ ! એક ઉલ્લુના દરબારમાં બગલો પેસી ગયો હતો,

અને બધાને બગલા ભગત બનાવ્યા હતા, તેમ આપણા શ્રીફુલેસ પણ એક કાળી બગલીના ઉડતા શોખમાં બેવકૂફ બની ગયા હતા !

## પ્રકરણ ૩ જું.

### પ્રેમ વિમાનમાં ઉડતો કાગડો.

કહે છે ઇશ્કને કોઇ, ભૂંડા ભોગી બની પ્રેમી;
ન જાણે રાખની શક્તિ, વિભૂતી લઇ બને યોગી !

× × × × ×

આપણા બેરીસ્ટર સાહેબની જૂની કારકીર્દિને ભૂલાવે, તેવો નવો બનાવ બન્યો !

વિશલપુર ઠાકોર ગુજરી ગયા પછી, એડમીનીસ્ટ્રેટર સાહેબે દફતર તપાસ્યાં; અને તેમાંથી છેલ્લી એક રકમ બે લાખ રૂપિઆની બેરીસ્ટરના નામ ઉપર નીકળી ! ખુલાસામાં એવું કહેવામાં આવ્યું, કે તેના પિતાની દબાવેલી મીલકતનો ઉચક ક્યાસ કરીને ઠાકોર સાહેબે આ રકમ આપી છે, પણ તે જવાબનો સ્વિકાર, તે પહેલાં, બેરીસ્ટરની વિરૂદ્ધ તેમની રીતભાત માટે શોધક પુરાવા રજુ થવા માંડયા—વિલાયતની હેલનવાળી બાબત, મનોરમાના પતિ દુ:ખનો અવશાન, અને ન્યાત જાતનાં બંધારણો તજીને વટલેલ બની ગયા, તેમજ કુટુમ્બ હક ગુમાવી છુટા થઇ ગયા, ઇત્યાદિ વર્તન જાહેર થયું; આમ કરવાનું કારણ એવું બતાવવામાં આવ્યું, કે બેરીસ્ટર તો વિભક્ત હતા. ને તેથી તેના પિતાનો વારસો મેળવવાનો હક રહેલો ન્હોતો, માટે તે રકમની વ્યવસ્થા, નામદાર સરકારે કોર્ટે કરવાની છે; એમ કરીને ફક્ત તરત વેળા બેરીસ્ટરે હજમ કરેલાં

નાણું પાછાં કહડાવવાની યોજના થતી હતી. તેમાં એક વિશલપુરનો પુરાવો રજુ થયો. ભમતી નામે એક ખવાસણ સાથે બેરીસ્ટર સાહેબ પ્યારમાં પડયા ! પેલી બિચારી અભણ અને કેવળ ધન લોભી હતી. તેમનો ખરો હકદાર પ્યારો, પતિ જુદો હતો, પણ આપણા બેરીસ્ટર સાહેબ, માત્ર તેના હસતાં મુખડાં ઉપર, અને લટપટીયા ચાળા ચસ્કા ઉપર લોભાયા–મોહાયા હતા !–પોતે દેખાવમાં દમડાનો દમામ રાખતા હતા, પણ પાસે સીલકમાં શ્રીરામનું નામ હતું ?

બેરીસ્ટર સાહેબ સમજતા હતા, કે લાંબાં લાંબાં વિશેષણના પત્રો, અને તેમાં સાહિત્યની હારમાળા પરોવીને, વિદ્વત્તાથી ભમતીને આંજી નાખવી, પરંતુ તેમાં તો તે મુર્ખા બન્યા, અને પેલી ભમતીયે તો તેનું ભોપાળું બહાર પાડયું, પોતાના ઉપર લખેલા પત્રો રજુ કરી દીધા–તેમાંથી આ સાહિત્ય રત્ન નીકળ્યું.

**પ્રીય ભમતી—**

ક્ષત્રી બીજ ખવાસ, વચન વીરલ નિભાવજે,
વાચે છે એ દાસ, ભુંડો પણ ભોગી થઈ.

પત્ર એ કેટલાક અંતઃકરણની ભાવનાનું ક્ષેત્ર છે. ઉત્તમ ખેતી આમ ગણના હોય, તો એવા પોષક ક્ષેત્રની પ્રાપ્તિ માટે કોણ ન મથે ? હવે તો.

( મ્હાડ )

કર વાવેતર સદ્દબોધનો હૃદય ક્ષેત્રની હો રખવાળ,
કહેતી દુનિઆમાં સ્પષ્ટ લે બાંધી પાણી મ્હેલાં પાળ;
મેહુલાનો છે આ અવસર મોરો કરે છે શોર,
આ તક એળે વહી જશે તો વ્યર્થ છે શોર બકોર.
રે ક્ષેત્રની.

પત્રની મહત્તા દર્શાવતાં એક કાળે લખાયેલું કેઃ—

સન્દેશો કહે જા તું મળી પ્રિયને
કહેની કહેની કહેની સન્દેશો;
પ્રેમીઓનો દૂત સાચો પત્ર ગણાયે માટે,
કહું છું હું વિનવીને તને—સન્દેશો.

આવા વિશ્વાસુ દૂતને મળવા-યોગ્ય સ્થાનના સમાચાર જાણવાનો મોહ કયમ ત્યજી શકાય ભલા ?

છે તે આપવાનુંજ છે, પણ ગ્રાહક મળે તો. કલાપી ભલામણ કરતાં લખે કેઃ—

" હૈયે દબાય કદી જો કુમળું સુહૈયું.
રો રો ભલે ટપકતે નયને પછી તું."

જ્યાં સુધી એ સુયોગની ઘડી ન આવે ત્યાં લગણ તો,
અમારા સુરના ઝીલે તમારા હૃદયની વીણા.
નથી પરવા ઝીલે કે ના, અમે આજે બબડવાના;
અડે કો દર્દી તો કહીશું, જો આપુ ! ભાગ્ય આ હીણા.

દેવા માટે તો રા. ત્રિપાઠી કહીજ ગયા છે કેઃ—

"જે જેનું તે તેને દેવું નવાઇ તે તેમાં શાની ?"

અંતે તોઃ—

"લે લે લલના લ્હાણુ લાખેથી તું લાજ કાં ? બાકી આટલું તો નિઃશંક કેઃ—

યાત્રા મસ્તોની ખુવારીની તૈયારી છે . અને એટલી સજ્જતા થઇ કે પછીઃ—

"યાહોમ કરીને પડો ફતેહ છે આગે." એ નર્મદની કડી યાદ રાખી જંપ લાવવાનું કારણ કે,

* આ કવિતાઓ સગર્ભિત છે !

સોરઠો.

" સ્નેહ સરિતા પૂર વ્હેશે વ્હાલા વેગમાં,
બનીને ગાંડાતુર, વિરલક્ષ જંપલ્લાવશે. "

બાકી તો.

ગીતિ.

" સુખ શાન્તિ સંસારે, રમણી રતિથી રમાડે જો રંગ "
જગમાં શે જીવાયે, શાણી શ્યામા હોય ન જો સંગે.

અને જ્યાં આવી ગણના હોય, ત્યાં તો—

સોરઠો.

રાખી રમણ રાગ, ધામ થજે આરામનું,

ખરૂં છે કે,

" પીવા તેને હૃદય ઝરણું ટેવ છે તંજ પાડી. "

અને હવે.

" બીજે કયાં તે જન હૃદયની પામશે લ્હાણ આવી. "

અત્યારે તો જ્યાં ત્યાં.

( શિખરણી. )

રો ખેરે અશ્રુ નયન પલળેલા નલ સુકા

અથવા તો.

" કરે પ્રીતિ સહુથી જીગરવત્ એકે નહીં ની. "

ખરી રીતે સમજાય પણ છે કે,

નક્કી જાણું છું કે હૃદય મમ ઇચ્છયું નહીં મળે;
છતાં ત્હારી પાસે રુદન કરવા ટેવજ પડી,

હવે તો.

( સોરઠ )

" આવો આરોગ્યતા મેળવીને અતિ ઉલ્લાસથી રે
જુવે નેત્ર ઉઘાડી વાટ, સ્વજન એ આશથી રે. "

"ધનની હાનિ ફરી મેળવાશે, ઉદ્યોગો ન જુના કહેવરાશે
અનુભવ થાય છે એવો જગદાભાસથીરે..............આવો

: : : :

"પરહરજો સંસાર ઉપાધિ,
જે દુઃખકર છે અતિ વ્યાધિ,
મનવાઞ્છિત ફળ થાશે
આત્મ ઉજાસથીરે.........આવો.

છેલ્લે તો

ગરબી.

"રેડી વચનામૃત કાને રે, ઓધો પ્રિય નિજ જન ધારી."

ઘોષ પણ આમ છે કે

ગરબી.

"જે શું કામ તેની મરજી માફક ચાલીયે જો."

પત્રના ડોઝની માગણીના જવાબમાં દવાનાજ ડોઝ ધટધટાવવાનો ફરમાન સમજાયો. અત્યારે એક ઉર્દુ શાયરનાં વાક્યો સાંભરી આવે છે કે

"જબાં કો કાક કું, ગર કંઇ આપકી ગીલ્લા નીકલે;
મગર ઇતના તો કહુંગા, કે મેં ક્યા સમજાથા—
ઓર તુમ ક્યા નીકલે!"

હજી ફરી પણ એજ કહેવાનું છે કે

"ગરીબની ધર દાઝ, તારી પણ ધરશે પ્રભુ."

અરે મ્હારા ડાકટર, વૈદ્ય કે તબીબ! શું આર્દ્ર હૈયું આવું શુષ્ક બની ગયું છે? ખરેખર

"તાકી નેન કટાર, એશ ધાવ તેં તો કર્યો
દારૂણ દુઃખ દેનાર, દહી જગે તું એકધી."

જેનો કંઇજ અંત નહીં એવી લાંબી સજાની ફરીઆદ પણ ક્યાં ? અને તેમાં વળી

દાદરો.

"ફરીઆદ દીનની અહીં કોણ ભલા સાંભળે છે ?

હવે તો આવશ્યક જ છે.

સોરઠો

"રાખી રમણી રાગ, ધામ થજે આરામનું."

છેલ્લે તો

"મરજાયેગેં ગર યુંહી, બે દાદ કરો ગે."

મ્હારાં ભલાં શેઠાણી સાહેબ ! અહીં તો

"શોધે સદા હૃદય માનવી માન વીનાં,
"રોવા અને હૃદયના દુઃખને સુણાવા;
"એ રાહમાં જીગર આ તુજને મળ્યું તું
"આશા તણા ઉમળકે હસતું બન્યું તું."

માત્ર હવે યાચવાનું છે તે એજ કે

ધનાશ્રી.

"અવસર આ તું સુધાર, વિચારી અવસર આ તું સુધાર"

સમજાવ છે, તો

( પીલુ )

"કરી શુભ જનનું જગત્ જશ લઇ લે."

આજ બહુ દહાડાથી પત્ર નથી. ટળવળતી વૃત્તિ તે કેમ શાન્ત થાય ? અહાહા !......

પૈસાની વાત, હાથના ઘસારે આનંદ, અને નિયમ પણ આમ છે કે "જુનું તે સોનું." સોનાથી પીળું અને વિવાહથી રળીઆમણું કંઇ હોઇ શકે ખરૂં કે ? તબીયતની કાળજી વૈદ્યને સોપી, હવે શી ફીકર ? અહીં તો હવે

" સુકી રોટી તણો ટુકડો છે ન્યામત પેટને માટે
છે બ્હેતર મ્હેલથી ઝુંપડી, અમારી સાથ જો તું છે."

ફરમાંવો ! લાંબા લાંબા પુત્રોથી ઘૃણા તો નથી થતી ને ? કારણ કેઃ—

" અમે મસ્તાન પરવા ના, અમારા ભિન્ન પરવાના."

અત્યારે તો.

## साखी.

**कीती अेकाशी तुंच उधीरले ओह स्पष्ट हें जगती**
**माजे वेंळी राहती लपुनकां दाखींवं प्रिये तुज शक्ति**
**उभा भिक्षुक जर दारी आहे उचित भिक्षा द्यावी.**

અને તે પણ ફકત ફોટો અને સંબોધનનીજ ફરજ સમજાઇ છે, સમજાય છે, અને જીવનના અંત લગી સમજાશે. બાકી એક હાથે તો તાળી પડેજ ક્યાંથી ? છ પઈ બચાવતાં બાર પઇની ઉઠાડી એ નુકશાન કોને ? ઠીક ? સહેનાર સહનશીલતાના જીવન લગી સહેશેજ. બીજું શું ? પ્રકૃતિ માટે થતી ચિન્તા જોઇ, એક વેળાના ઉદ્દગારો સ્મરણ શકિત તાણી આણે છે કેઃ—

## ઠુમરી.

" વહે ઝરણું દયા તણું જે હ્રદયે, પરદુઃખ નિહાળી ઉર શોક...કરેવહે.
" દયાની પ્રતિકૃતિ નારી ગણાયે, ગૃહિણી એવી ગૃહ રત્ન ઠરે....વહે.

આ ભાન આજના પત્રે પ્રત્યક્ષ કરાવ્યું. આવી આર્યાંઓ જ્યાં સુધી મૂતિમંત છે. ત્યાં સુધી આર્યાવર્તના ગૌરવની હાનિ થઈ નથી. ગણના તો આમ છે કે

## દોહરો.

" નાજુક વેલી નાર આ, ગુંથાયે તરૂ નાથ;
" જીવન લગી છુટે નહિ, શુદ્ધ પ્રેમ સંગાથ."

## ( સાખી. ગુજરાતી. )

" ઘર, બા ! પતિ સેવા સટે,
ગરબા દેવી કાજ;
**ભાવ વડે ભક્તિ બને,**
જામે **સુખનો** સાજ. "

**ગીતિ.**

" ગરબા, ઘર, બા, શાના ? **વિધિ પુજાનો અંતર ના જામે.**
" નાચી નચાવી હર્ખે, ઘડીક આનંદ જન હૈડાં પામે.

અત્યારે સાંભરે છે કે.

**સોરઠો.**

" કંઇક કહેલાં કેણ, કાજ કરીશ કોડે કરી;
" વિશરે શેં તે વેણ, ઉમળકે ઉરે અડયા."

હમણાં તો

" સંસારે શેં સાપડે, સીતા સતી સુજાણ;
" સુકન્યાએ સાચવ્યા, સ્નેહે સ્વામિ પ્રાણ."

ખરેખર તો

" મળવાની જે આશ; પડી સાથરે તરતમાં;
" આ સંસારે ત્રાસ, હીજા—થકી બીજો કયો ? "

વર્તમાનમાં તો

**( મ્હાહની છાયાનો અંતરો. ).**

સ્વાર્થ ના સાટે કંઇ કંઇ આવે છે હર્ષે ઓડા,
" સ્વાર્થ સંધાતાં તે તો અળગા સરે
અંતર ઉમળકે કર આ કોણ ધરે !
" પોતાના કહીને ગણે, પોતાના અંત લગી;
" એવા તો વિરલ કોઇ દૃષ્ટિ ભરે...રે રે...દૃષ્ટિ ભરે.
...અંતર. "

નિયમતો આમાજ છે કે

" તરૂણી ને તરવાર, કીર્તિ, મ્હેલના થાંભલા;
" દીપાવે સંસાર, પ્યાર-વાર જો સાંપડે. "

નિશ્ચય કાળે તો

" સંધ્યા સલુણી સાર, ઘડીકમાં પલટાય છે;
" ભરૂંસો કેવો યાર, કાચા એવા રંગનો ?

હવે તો

સોરઠ.

રસિકડી ગમતાં દેજે પાઠ, ભણીશ હું તે ઘડી રે,
પુસ્તક પાઠ નકામા ગણાયે, જ્યમ જ્યમ ક્રમ આ-
વધતો જાયે;
અતિશે ઉર અકળાયે સમજું ના જરીરે...રસિકડી.

છેવટે તો.

" ભૂલું ભૂલ સુધારજે તું તો સ્નેહેલડી રે...રસિકડી.

( ગુરૂ ગોવિંદના મહિના. )

" નોયે નોયે નીતિનો ન્યાય નિહાળી તે નેણે રે;
" વિચારી જો વનિતા વાત, વદી " વ્હાલા " વેણે રે;
" અણઘટતો અંતરમાં અભાવ, આર્યા નહીં આણે રે;
" જોડે જેની જોડે જગન્નાથ, નાથ તે જાણે રે.

સામ્પ્રતમાં તો

પ્હેલાં પ્હેલાં પગલાં ભરતાં પ્રેમ પંથ પ્રીતે,
વિશુદ્ધ વાટે વિચરવાની વેળા આમ વીતે...... પ્હેલાં

* * * * *

" જોબન જૂનું જોર જાણુ જગમાં જશ જણાવે,
" નિયમ નીતિના તો આજ છે રહ્યા નિમિત્તે... પ્હેલાં

શઠા સહ સંબંધ થાયે, સ્વાર્થ સ્નેહ સાટે;
એથી તો જીવનનો ઉદય થાય કઇ રીતે... પ્હેલી.

અપવાદ કાળે કહેવાયલું કે—

રસિક વૃત્તિને જગાડવાની સૂચના કરી. આવરણીય સૂચનાને સત્કારતાં હાથ હૃદયને વશ બન્યા. ગણો કે હૃદયની ભાવના આમ પ્રકટ થવા લાગી.

અંતે કહેવાનું એટલુંજ કે,

લખ લખ લલના લેખ, લક્ષણવંતી લક્ષ દઇ;
તારૂણી તજ ટેક, ટળવળતું તન તું વિના.

સહવાસ—સંબંધની ઉત્કર્ષતા સિમા બદ્ધ રહી અનુભવાય ખરી કે? આજે શરદપુનમ-કોજાગરી-પૂર્ણિમા, સ્ત્રીઓના કિન્નર કંઠથી ગવાતાં ગાયનોની ગમતનો નિર્ણીત યોગ.

સહચારિણી સાથ, શુભ સંકે તો સાધવા;
નગ દુહિતાના નાથ, ભીલડી ભાને તો ભમ્યા.

સારજ આમ છે, ત્યાં સંસારમાં સંડોવાયેલા ક્ષુલ્લક સંસારીઓ શું કરે?

અર્પણ તણો અભિયોગ ઉત્સાહ ઉરમાં આણતો;
સાંપડે શું સંયોગ, સદ્‌ભાગીને સહજમાં.

લી. એક,
**ભિખારી ભાટ.**

---

## પ્રેમ-પત્રિકા—મણકો બીજો.

હૂફાળી! હુંફમાં લઇને, વ્યાધિ આ તું મરાડી દે;
હૃદયના ભાવનું ચાટણુ કોમળ કરણુ ચટાડી દે, હુંફાળી
બિચારા શાથીઓ ભોળા ખારા ઘૂંટડા રેડે છે જો;
જરા સમજાવીને તેને, સમીપેથી હટાડી દે.

ગૂનાહ કંઇ જો હશે નોંધ્યા, ઘડીભર તે જજે ભૂલી;
ચઢેલા ક્રોધની ડીગ્રી, હવે તો તે મટાડી દે. „
અજાણ્યા તબીબ આવીને, કરે છે વ્યર્થ જો ફેરા;
ચિકીત્સક તું થઇ આજે, મરઝ મગજે ઠસાવી દે. „

મંદહાસિની ?

વિશલપુરનો સત્તાધીશ છું ! બેરીસ્ટર છુ. કદાપિ કોઇની ભલામણ કરવી પડે, ત્હારા ધણીને દબાવવા—ને ત્હારી ઉંચી વગસગ બતાવવાને, કોઇના બચાવ માટે, ત્હારે મ્હારાપર સત્તા ચલાવવી પડે, તો કંઇપણ અચકાયા વિના હુકમ ફેરવવો, તાબેદાર ત્હારો સેવા માટે હાજર છે.

* * * * *

જીતાવી કે હરાવી દે, નહીં કંઇ ખેદ ઉર ધરશું;
અમારાં ભાગ્યના પાસા, ધર્યા તુજ હાથ છે અહીંઆ.

દ્રાક્ષનું ઋણ તે અત્યારે તો ઋણજ રહ્યું છે. કારણ કે દ્રાક્ષજ સારી નથી.

વાંચ્છના તો એજ છે કે:

( કવ્વાલી. )

કતલ તુજ હાથથી થઇને થશું આબાદ દુનિઆમાં:
કફન તુજ હાથનું ઓઢી, જશું આબાદ દુનિઆમાં.

અને અંતે, કંઇ ન બને, તો પણ

કદી ફુરસદ મળે તો તો બે આંસુ આણજે આંખે;
ભલે એ દુશ્મનો દેખે, છે ઇશ્ક આબાદ દુનિઆમાં.

બાકી તો:—

અમારા આવડે કરતાં જગતમાં સહુ અમારા છે;
અમે જેના થઇ રહીશું, ન્યારા તે કહો થનારા શેં ?

" ડોલે બોરીંગ જો-ઝેરી મદારીની હથેલીમાં "
કોઇ પણ વ્યકિત વશ ન થાય, એ માત્ર
સ્નેહી જનનું વૃત્ત, સમય આવતાં તુટતું;
સંભાળવા ભારત, પ્રતિજ્ઞા કૃષ્ણે તજી.
અલબેલો, આરામ ભકત ભૂવને ભાળતો;
ત્યજી દુર્યોધન ધામ, વસ્યો વિદુર આવાસ જઇ.
પ્રિય મ્હોડાની ગાળ, અંતર વાસો નવ કરે;
વિશુદ્ધ હૃદયનું વ્હાલ, ઢાંકયું ના રે, ઢાંકણે.
કીમ્મત ના સમજાય, સમિપે સ્નેહીના રહી;
મૂલ્ય ખરૂં અંકાય, સંયોગનું જુદાઇમાં.
નિમિત્ત વડે ના માર, નિમિત્ત તો સહજે મળે.
પરવશતામાં ધાર, હિસાબ હોય ન ભૂલનો;
ભૂલતા ભોળા જન, સહજે સહજે સ્નેહમાં.
વસે ન સ્નેહી મન, બને ગુનાહો લાખ છો !
અંતર હોય અભાવ, પણ જીભે આણે નહીં;
ઉરના ખોટા ભાવ, હૃદય ચોરટા દાખવે.
વ્હેતું અંતર ઝેર, જીભે તો અમૃત ઝરે;
દુર્જન વાળે વેર, સ્નેહી ના લેબાસમાં.
સંત સજે સંતોષ, રામા રડતી રાગને;
ઘટે નહીં કંઇ દોષ, જેની જેવી ભાવના.
કાંઈક કહે કસુર, કરૂણાલી ! કર કેર કાં ?
કર ધરી કર કાં દૂર ? કરગરી હું કોને કહું ?
હડહડ કરીને કાઢ, હીંડોળે હીલાવ યા;
હૈયાની એ હાર ! હાર જીત તુજ હાથમાં.

## અંતિમ.

હું છું ઉલ્લુ, તું છે દુલ્લુ, પ્રિયા પતિનો હાથ ગ્રહો:
ભવ સુખ માણી સ્વર્ગ સંચરીયે.
જો કઇ વિનતી લક્ષ લહો !
ત્હારે ખાતર સર્વ ગુમાવ્યું;
કહો તો જીવન પણ અર્પું,
સંસારી સુખનાં સાધન સૌ
સ્નેહ ભર્યાં સાચાં સમર્પું !

---

મન મોહિની માનુની ? કહે હવે વિશેષ શું આપું ? છેવટ એજ કે—

**रोग चिकीत्सा करुनी द्यावे औषध आजार्याला,**
**धन्वंतरी जरं आहे जवल तुं ऱ्हावी डंडका त्याला.**
**दे औषध तुज हाथी शोडीव मजला दुःखाशी.**

અહીંઆં તો—-

## કુવ્વાલી.

બિચારા સાથીઓ ભોળા, રેડે ઘુંટડા ગળે ખારા;
જરી સમજાવીને તેને, સમીપેથી હટાડી દે.

અમુક વેળાએ લખાયલા ઉદ્ગારો અહીં અનુકૂળ થશે, એમ ધારી લખાય છે.

શેઠાણી સરદાર ! **સ્નેહસાર છે સરળતા.**

## આરતી.

પૂજન અર્ચન ત્હારૂં કરીને કંઇક ગતિ પામ્યા:
ગતિ મ્હારી પણ કરી દે ભાવિક ઉર જાણી.

**લી૦**—ભાવીક ભકતરાજ
ભટ્ટી—મહારાજ, **બેરી—એટ—લો !**—

વાંચનાર ? કહો, હવે આપણા વાર્ત્તાના રસીલા નાયકની રીત ભાતમાં કચાશ છે ?–પ્રેમ આંધળો છે, પણ તેનામાં પ્રભુત્વ છે. ધ્રૂક આંધળો છે, ને તેનામાં વિષ છે ! વિષયાંધી વિષને પારખી શકતા નથી. પોતે વિષરૂપ છે, ને જગતને તેવું જોઈને આચરે છે; પણ કાચ–મણીની પારખ તો હોય, તેનેજ હોય ! કંઇ ધોળા એટલા બધા હંસ નથી હોતા, બગલાઓ બહુ ધોળા હોય છે. ભક્તરાજનું ડોળ ઘાલીને ઘણાં જીવડાંને ગળી જાય છે ! આપણો આ બગલો બિચારો તરાપ મારે છે, પણ કલમના તીરથી, નહિ કે ગરથની ગાંસડીથી !

ગટરનાં નીર પી ગંદાં કરચલા કીચ ખાયે છે;
સમાધી યોગ સાધુઓ, પ્રભુતાને નિહાળે છે.

---

## પ્રકરણ ૪ થું.

---

### સુધારક સમાજમાં સંસારી સુધારણા સંબંધી ભાષણ.

સનાતન ધર્મ પંથ, અને તેને અનુસરીને રચાયલા આરોગ્યતાના નિયમો, આપણા આર્ય સંસારનું એક બખ્તરરૂપ રક્ષણ છે; અને તે વડેજ આર્ય સંસાર, બીજા દેશો કરતાં સુખ અને શાન્તિ ભોગવે છે ! હાલની ચાલતી પવનચક્રી પ્રમાણે અને મળતી કેળવણી મુજબ, આપણી બાળ પ્રજાને, આપણી સંસ્થા તથા આપણાં ધર્મ–શિક્ષણ જાણવા મળતાં નથી, ને તેને લીધે, અજાણ પ્રજા, પોતાને ભૂલી જાય છે. હાલના કેટલાક સુધારકોમાં આ ઘેલછા લાગી છે. ને તે મુજબ, તેમની સુધારક સમાજમાં તરેહવાર વિચારો પ્રકટી પ્રજા જનના મગજમાં ઠસાવવામાં આવે છે. જો કે આર્યન પ્રધર

ફુડની બોલબાલા તો નાશીકના ગંગાકાંઠા સુધી પહોંચી, પરંતુ આર્યન ઝુંડો કંઇ હેઠે બેઠો નથી; તેની ધજા હાલના આર્ય ધર્મથી અજ્ઞાત પવનમાં ઉડતી ફરે છે, ને તે કેટલો નુકશાનકારક યા ફળદાયી છે, તેનો દલીલરૂપ દાખલો, અને પુરાવારૂપ પુગણુ, આપણા ચીફલેસ બેરીસ્ટરે બતાવી આપ્યું છે. સનાતન ધર્મ–રિવાજ વિરૂદ્ધ સુધારક સમાજના વિચારોનું એક ટીપણુ, બન્નેની સરખામણી સાથે આજે રજુ કર્યુ છે, તે વાંચક જનવર્ગ સમક્ષ તોલન માટે મુકવામાં આવે છે.

---

## સનાતન ધર્મ વિરૂદ્ધ આધુનિક વેદાન્ત !

(નવા સુધારાની નવી નવાઇ.)

**સનાતન સંપ્રદાય.** (વિરૂદ્ધ) **આધુનિક સંપ્રદાય.**

૧ ઉષાકાળમાં દંતધાવન કરી, મુખ પ્રક્ષાલન કરવું. અને નિર્મળ થઇને પ્રાતઃસ્નાન કરી સ્નાન સન્ધ્યામાં પ્રવૃત્ત થઇ ભગવત ભજન તેમજ અગ્નિહોત્ર કરવો. તેપછી ભોજન લ્હેવું.

૨ મધ્યાન સમયે નિદ્રા લઇ, સ્વસ્થ થઇ, વ્યાપાર કાર્યમાં પ્રવૃત્ત થવું. સન્ધ્યા સમય થતાંજ દેવ દર્શન કરવાં. અને ઘેર આવવું.

૩ રાત્રીયે સ્નાન ધ્યાન કરીને કુટુંબ સહિત ભોજન લ્હેવું. અને તે

૧ સૂર્યનારાયણના કીરણો આંખ પર આવ્યા પછી, નિદ્રા પરહરીને તરત ધુમ્રપાન કરી, મુખ ધોવું, અને ચાય વડે પ્રક્ષાલન કરવું, તે પછી અસ્ત્રો લઇને હજામત કરવી. અને શોખને બહાને બુટને પાલીસ કરી નાખવાં. તે પછી નિવૃત ને વખત હોય તો ન્હાવું. નીકર સન્ધ્યાકાળ પર મુલતવી રાખીને ભોજનજ કરી લ્હેવું—

૨ પ્રીયાને મળીને રોજગાર પંથે

પછી શાસ્ત્રીજી કથા શ્રવણ કરાવા પધારે, તે સાંભળવું. અને મોડી રાત્રે ભગવત ભજન કરીને શાન્ત નિંદ્રાધીન થવું.

૪ જીવનયાત્રા, દેવસેવા અને યજ્ઞ યાગાદિ વ્રત્ત ધર્મમાં જે તન મન ધન અર્પણ થાય, તો તે પ્હેલું કરવું. દયા—દાન અને દીનતા રાખવી.

૫ પ્રથમ કુટમ્બનું, પછી વતનનું, ને તે પછી દેશનું પાલન થાય, તો કરવું. ધન—સંપતિ હોય, તો પૃથ્વી રીઝે તેવાં કાર્ય કરવાં. ઇત્યાદિ—

૬ આપણા સનાતન ધર્મ પ્રમાણે, ધોયેલાં ધોતીયાં ને પેરણ પહેરવાં. તેમજ પછેડી, અંગરખાં ને સાદા જોડા પહેરવા. તેમજ રસોડામાં જતાં, અબોટીયું પહેરવું. આ સર્વ આરોગ્યતાના નિયમ છે.

૭ દેવભાષા તરીકે સંસ્કૃતને માન્યભૂત ભાષા ગણવી. ને તેનુંજ પ્રથમ અધ્યયન કરવું.

૮ સંસ્કૃત સાહિત્ય ગીતા આદિ

જવું. અને બારીએ વાટ જોતી રમણીયના રાગ વચ્ચે, સાંજે પધારી, બને તો ન્હાઈ, અગર મોં વધારીને ફરવા પ્રીયા સાથે અથવા સીનેમામાં જવું: શનીવાર હોય તો અવસ્ય જવું.

૩ રાત્રીએ કલબમાં અગર તો શાહી જલસામા—ઘરમાં ગમે તેવું મિષ્ટાન યા ચાય હોય, પણ ગોખલે હોટેલની કોફી કપ આદી પીવાંજ, પછી ગમે તે ગાડીભાડું થાય, યા તો સ્ત્રી વ્હાલી વાટ જોતી હોય.

૪ જીવનયાત્રામાં વિલાયત જવું. અને અભક્ષ્યાભક્ષ્ય કરવાનું મળે, ત્યાં સુધી ભારત ધર્મને યાદ ન કરવો. ઓરથોડોક્સ ન બનતાં રીફોર્મર બનવું.

૫ દેશને ઉપયોગી થવાની કશી જરૂર નથી. કેમકે લોકો જાણે છે! માત્ર પ્રદેશીને સ્મરણ કરાવવાની ને મદદ દેવાની જરૂર છે, માટે બાપ દાદાનો જે પૈસો હોય, તે પ્રથમ પ્રદેશમાંજ ઉડાવવો, સાધુડીના સંગ તજવા,

ગ્રંથો, વેદ—વેદાન્ત અને ઉપનિષદો તેમજ વૈદક અને જ્યોતિષ આદિ ખગોળ—ભૂગોળનાં તત્વ, મૂળ ભાષામાંજ શીખવાં—

૯ સેવક તરીકે પરાધીનતા ન ભોગવતાં સ્વતંત્ર વ્યાપાર કરવો. અને સન્નિષ્ટાથી સંસાર વ્યવહાર ચલાવવો.

૧૦ સ્ત્રીયોમાં માતા પુજનીયજ છે. તેનો દરજ્જો ઉત્તમ ગણવો. ગૃહિણી, એક દેવી રૂપ છે. પરંતુ તેનામાં પતિધર્મ—પતિસેવા ને પતિપ્રેમ હોવો જોઇયે. સતીત્વ પાળવું જોઇએ.

૧૧ વૈધવ્યદશામાં ઇન્દ્રિય દમન કરી અલંકારવેશ ત્યાગ કરી, ભજનમાં જીવન ગાળવું જોઇએ.

૧૨ સન્તતિને સ્ત્રી માતાએ જાતે ઉછેરવાં. અને શિક્ષણ આપવું. સેવકોના હાથમાં તેનું જીવન મુકવુંજ નહિં. માત્ર ધનીકોએ માયા ખાતરજ દેખાવ કરવો ઘટે તો ભલે!—

૧૩ વડીલો તથા કુટમ્બીયોની સ્ત્રી પુરૂષોએ મર્યાદા રાખવી. ગુરૂ, ગુરૂ મંત્ર બાળવા અને નવનવાં તીર્થ વિસ્મરવાં. જો બને તો ઈંગ્લાંડ, ફ્રાન્સ ને જર્મની અમેરિકાની મોજ ચાખવી. વેપાર બદલે સટ્ટા ખેલીને મોજ ઉડાવવી! સરત રમવી, જુગાર ખેલવા, ને પેમલા થવા બદલે સુધારક થઇ જવું.

૬ પોતીયાં દાસો ટોપલા જેવડાં પાઘડાં ન પહેરતાં ટોપી યા ઈંગ્લીશ કેપ અને પાટલુન કોટ કોલર નેકટાઈ ધારણ કરવાં. હાથમાં સ્ટીક અને પગમાં બુટ મોજાં પહેરવાં.

૭ ભાષા ભૂષણ જે રાજકીય ન હોય, અને વાતે વાતે અંગ્રેજીમાંજ ટોક ન કરતાં આવડે, ના તો તે બદલે ઢેડ ગુજરી ભાષા બોલવી!

૮ સાહિત્યમાં અંગ્રેજી નવલકથાઓ, અને તેથી વધારે રાજકીય ઇતિહાસનું વાંચન અમુલ્ય જીવનવત્ ગણવું-

૯ વ્યાપાર ધંધામાં નોકરી કરવી એ પ્રથમ સિદ્ધાન્ત ગણવો.

રાજા અને સંત જનોનો સત્કાર કરવો. અને તેમનાં ચરણુરજ શીર ચડાવવાં—

૧૪ ધન સંચય કરવો. અને ધર્મ કાર્યમાં કે જગતહીતમાં તે ખપ જોગું વાપરીને બાકી કૂળ-વંશજો માટે સંગ્રહી રાખવું. કેમકે સમય સરખો નથી—

૧૫ ધર્મસંસ્થાઓ જાળવવી. સનાતન આર્યધર્મનું રક્ષણુ કરવું. ને તેમાંજ લય થવું.

૧૬ મનને વશ રાખવું. તેમજ લંપટ વ્યસની કે બીજાં પાપમાં ન પડવું. એ ધર્મ રૂપ છે.

૧૭ આ જીવન અનેક મોજામાંહે અવતાર લ્હે છે. માટે સત્કર્મ કરવાં. કેમકે કર્મ પ્રમાણે બૂદ્ધિ અને ફળ પ્રાપ્ત થાય છે.

૧૮ વર્ણાશ્રમ ધર્મ અને જ્ઞાતિવિજાતીય સાથે સંસર્ગ ન કરવો. કેમકે તેમાં ભક્ષ્યાભક્ષ્ય અને ઇન્દ્રિય નિગ્રહ થતો નથી. આરોગ્યતાનું રક્ષણુ થતું નથી. માટે મ્હોટું આયુ ભોગવવાને આર્ય ધર્મના નિયમો પ્રથમ પાળવા—

૧૦ સ્ત્રી પુરૂષોના સમાન હક્ક માની, પુરૂષો કરતાં સ્ત્રીયોને પુજનીય ગણુવી. ને તેને દેવ પેઠે નમીને પહેલું માન આપવું. આ એ-ટીકેટ પહેલેથીજશીખવીજોઇયે.

૧૧ યૌવન અવસ્થામાં વૈધવ્ય પ્રાપ્ત થાય તો પુનર્લગ્ન અવશ્ય કરવું જોઇએ.

૧૨ બાળકોને જન્મ આપીને સ્ત્રીયે ત્યાજ કરી દેવું નહિ. પરંતુ તેને સેવકને સોંપી દેવું. અંગ ભાગની રચના નષ્ટ કરવા ન દેવી.—

૧૩ રાજકર્ત્તા તેમજ વિદ્વાન પુરૂષોને યથા ઘટીત માન આપવું. પણુ જો તે આપણુને એટીકેટથી જુએ તોજ, નીકર સો–સો

૧૪ પ્રભુની સત્તાનો માણુસોએજ કોન્ટ્રેકટ કર્યો નથી. જે માણુસ અવતરે છે, તે પ્રારબ્ધ લઇનેજ આવે છે. માટે તેવાં ભાગ્યવાદી સંબંધીયોના રક્ષણુ ખાતર ઉપાર્જન કરેલું ધન, સંગ્રહીને આપણે ભૂખમરો કે કંગાલીયતપણું વેઠવું, એના જેવું નાદાની ભર્યું બીજું કંઈ

૧૯ લગ્ન વ્યવહાર સ્વગોત્રીયે ના કરવો. કેમકે તેથી ઉતરતા આવેલા. રોગ લાગુ પડે છે. લોહીનું એકત્ર થવાથી વંશ નાશ પામે છે.

૨૦ પોતાનાં વતનમાંજ દેહ પતન થાય, યા પોતાની માતૃભૂમિમાંજ તીર્થ—વાસ થવાય, તોજ તેનો મુક્તિ સહજ થાય છે.

૨૧ સંસાર અસાર છે, માટે તેનો વૃદ્ધોવયે ત્યાગ કરવો. અને વાનપ્રસ્થ લઈ પ્રભુ ભજનમાં જ દેહ પાડવો. જંજાળ ન કરવો.

૨૨ મરણની ખબર નથી. માટે વ્યવહારનો પરિત્યાગ કરવો. સંસારનો સંબંધ છોડી દેવો. અને એક ચિતે સ્વધર્મમાં મસ્ત રહી, ભગવત ભજનમાં જીવન ગાળીને સ્વધર્મ મેળવવું; તોજ જીવન સાફલ્ય થશે—

૨૩ આર્યધર્મના પ્રકાશ માટે આર્યજને માથે શીખા રાખવી. કેમકે સન્ધ્યાનો આર્યને અધિકાર કહેવાય છે.

નથી, જે જન્મેછે! તે પોતાની મેળે—અને મરે છે, તે કહીને મરતું નથી. તેની મરજી પ્રમાણે આવે જાય છે, તો તે પોતાની મરજી મુજબ જે સુખ ભોગવવા ઇચ્છે, તે પ્રમાણે તેણે શકિત વાપરી ધન મેળવવું. જે માબાપના વારસાપર જીવન ગુજારે છે, તે તદ્દન બેવકૂફ છે. સર્વજને સેલ્ફમેડ થવાની જરૂર છે.

૧૫ પ્રભુ જુદાજ નથી. ધર્મ જુદા નથી, માન્યતા જુદી છે. બાપ જો પથરો પુજે, તો દીકરો તેમ કરવાને બંધાયલો નથી. કેમકે તે સેલ્ફમેડ છે! બાપના વારસાની દરકાર તેને નથી, માટે દરેક ધર્મને માન આપવું.

૧૬ માનસિક વ્યવહાર સરખો છે. તે બન્ધનરૂપ નથી, માટે મનને ગમે તેમ કરવાને ધર્મ બન્ધનની જરૂર નથી. મન એજ ધર્મ છે.

૧૭ અવતાર સિદ્ધીની વાતો માત્ર

૨૪ દેશ તજીયે, પણ વેશ ના તજીયે. આ અભિમાન રાખવું. આપણા શાસ્ત્રકારોએ સ્ત્રી-પુરૂષો માટે મ્હોટે ભાગે ધોતીયાં–સાડી અને ચોળી નિર્માણ્ય કરી છે. તે પહેરવું.

૨૫ ન્યાત જાતના વર્ણાશ્રમ ભેદ પાળવા, એ આરોગ્યતાનો નિયમ છે. કેમકે તેમાં આચાર વિચાર અને આયુષ્ય સમાયલું છે.

૨૬ નટ–નાટયાદિ ભાંડ–ભવાઇ ન જોવી–ધર્મકથા અથવા ધર્મલીલાનાં દર્શન કરવાં.

૨૭ વડીલો કહે તે કરવું. પણ તે કરે, તે ના કરવું.

૨૮ પ્રાચીન રીતિ પાળીને તે પગલે ચાલવું.

૨૯ સમુદ્ર પાન ન કરવું. કેમકે ખાન–પાનાદિકથી ડરવું પડે, ને પ્રાયશ્ચિત કરવું પડે.

૩૦ કન્યા દુર પ્રદેશમાં ન દેવી. કન્યાવિક્રય ન કરવો.

કલ્પવાદી છે. કર્મ સારાં કે નઠારાં હોઇ શકતાંજ નથી. ને તે વડેજ જન્મ વિજન્મ થતા નથી. અવતાર એકજ છે. ને કર્મ પણ એકજ છે. જેમાં આનંદ મળે તે કર્મ કરવું. તે માટે ધર્મ પ્રવર્તકોનો કોન્ટ્રેકટ નથી.

૧૮ દુનિયામાં આર્યધર્મનાંજ સિદ્ધાન્તોનો અમલ નથી. જાતિ વિજાતીય ગણવામાં મ્હોટી ભૂલ છે. ભક્ષ્યાભક્ષ્ય તો રૂચીની વાત છે. ઉત્તર હિન્દમાં ગોધમ ખાયછે, દક્ષિણમાં ભાત ખાય છે. અને પૂર્વમાં મચ્છ આહાર કરે છે. તેમ બીજા દેશોમાં ત્યાંની હવાને અનુકૂળ ખોરાક ખાય છે. મનુષ્ય પ્રાણીની ઇન્દ્રિયોમાં તેમજ ઇચ્છાઓમાં ભેદ જો ઇશ્વરેજ રાખ્યો નથી, તો આપણે શા માટે રાખીને અપમાન કરવું?

૧૯ વંશના રક્ષણ માટે આરોગ્ય વિદ્યાના ઉપાયો બીજા ઘણા છે. વંશનાંજ સ્ત્રીપુરૂષોના લગ્ન કરવાથી સ્નેહ વધે છે. ને

**સ્ત્રી પ્રકરણ.**

૧ આર્ય કન્યાએ ગુરૂકૂળમાંજ અભ્યાસ કરવો. બ્રહ્મચર્યવૃત્ત પાળવું—અને નવ વર્ષ પછી તેણે લગ્નવતી થવું.

૨ ઘૂંઘટ તાણવો સાસરીયાંની મર્યાદા રાખવી. અને સર્વની સેવા કરવી.

૩ નવલ સ્ત્રીયોએ કોઇ સાથે વાત ન કરવી. તેમ નજર પણ ન મેળવવી.

૪ ઘરના સંપ્રદાય પ્રમાણે કાર્ય વ્યવહાર કરવો. અને ધર્મ નિયમ જે કહે તે પાળવો.

૫ બાળકો થયા પછી તેને સંભાળવાં. રસોઇ કરવી. અને ચુલામાંથી પરવારીને અનાજ ચુંટી તૈયાર કરવું. તેમજ પાછું રાત્રીએ રસોઈ કરવી.

૬ જો બને તો 'દર્શન કરવાને મંદિરોમાં જવું.

૭ રાત્રીએ પતિ સુઇ જાય, ત્યાં સુધી પાય દાબવા.

૮ પોતાની તબીયત બગડેલી છે એમ ન જણાવવું. તેમ માંદું

સ્નેહથી સંતતિ સારી પેદા થાય છે. પરજન કરતાં સ્વજનમાંજ લગ્ન કરવું. ને તેમાં જો અનુકૂળતા ન હોય, તોજ પરજનને પરણવું.

૨૦ મુક્તિ મેળવવાને તીર્થ કે વતનની જરૂરજ નથી. જ્યાં મન વસ્યું, ત્યાં પ્રભુ વસ્યા. મનોધર્મ એવો છે, કે તે પોતાની ઇચ્છાથીજ ટકે છે. વતનમાં કલહ હોય, તો શાને રહેવુ! વિલાયતમાં મન સુખ મળે તો કાં ત્યાં ન વસવું! મનોધર્મ, એજ ખરો ધર્મ છે. માટે જ્યાં સુખ મળે ત્યાં રહેવું. વતન માટે જીવન ન બગાડવું.

૨૧ વૃદ્ધોવય થતાં સર્વ સૃષ્ટિનો અનુભવ થાય છે. એ સમયે જગત ન તજતાં—જગતની નવી ઉન્નતિ કરવા પાછળ મચ્યા રહેવું. માળા લઇને મળેલા અનુભવને દાબી ન દેતાં—ઉન્નતી અર્થે મગજને દોરવવું.

૨૨ મરવું કે જીવવું માણસનાજ હાથમાં છે. નિયમ પાળવા, ને

તો પડવુંજ નહિ.

૯ વિધવાએ વાળ મુંડાવવા, ને ભૂશૈય્યાપર સુવું. તેમજ બ્રહ્મચર્યવૃત્ત પાળવું. અને જાહેરમાં મોં ન બતાવવું.

૧૦ સતી સ્ત્રી તરીકે જો મનાવું હોય—ને વિધવા દુઃખ સહન ન કરવું હોય, તો પતિદેહ સાથે બળી મરવું.

૧૧ સ્ત્રીયોનો અધિકાર માત્ર પરતંત્ર રહી—પરવશ રહીને જીવન ગાળવું, ઉચ્ચ સ્વરે બોલવું નહિ.

૧૨ મૃત્યુકમાં રોવું, કૂટવું, ને આંસુ પણ બે પાડવાં; તથા આગલાં પાછલાં વ્હાલાંને યાદ કરવાં. આંસુ ન પડે, તો આંખ ચોળવી યા દાબવી.

૧૩ સ્ત્રી અર્થાત્ સેવકી, એટલે દાસી રૂપેજ રહેવું જોઇયે.

૧૪ સ્ત્રીયો માત્ર પતિ વિના રહે તો તેને ખોરાક અને કપડાં સિવાય કંઇ ન દેવું. અને તે પણ છોકરા સાથે રહીને તેની સેવા કરે તોજ.

૧૫ ધર્મહીણુ પેમલી સ્ત્રીનું સ્નાન કે સુતક ન પાળવું.

આયુષ્ય વધારવું. બાવા—સાધુ થઇને જગત તજી જવા કરતાં, પ્રભુએ જે જે જગત માટે કામો નિર્માણ્ય કર્યાં છે, તેને સતેજ કરીને ચલાવવાં. અને જીવનની છેલ્લી ઘડી સુધી જગની સેવા બજાવવી. પ્રભુને પ્રસન્નકરવાથી જીવન સાફલ્ય થાય!

૨૩ શિખા કરતાં નિશાની તરીકે આર્યોએ કચ્છ બાંધવાની જરૂર છે. એમ કાં નહિ કરવું? સન્ધ્યા આદિ કર્મ, નિવૃત્ત નિવાસ લ્હેનારાનું છે, ને તેથી તેણે શિખા રાખવી.

તા. ક.

જે દુનિયાના જાહેર જ્ઞાનનો પારંગત થવા ઇચ્છતો હોય, તેને માટે જ આ રૂડી શિખામણ છે; પેમલા માટે સુધારક શીખા નથી!—

૧ આજના જમાનામાં સ્ત્રીઓને અંગ્રેજી ભાષા શીખવી અવશ્યની છે. દીકરીઓને પેમલી બનાવવાની જરૂર નથી.

૨ જુના રાજ અમલની સખ્તાઈથી બ્હીકણા લોકોએ ઘૂમટાનો રીવાજ દાખલ કર્યો, તેથી આજની ન્યાયી બ્રિટીશ સલતનતના ઉજળા અમલમાં ઘૂમટાની જરૂર નથી.

૩ સ્ત્રીયોને જનાના કે કેદમાં રાખવી, ને મ્હોટા દીલે સોસાઈટીમાં ભેળાવા ન દેવી, એ એક જાતનું ઈનસલ્ટ છે !

૪ ઘરનાં જુના રિવાજનાં ઘરડાં ગમે તે વિચારો ઘૂમાવીને વ્યવહાર માટે સખ્તાઈ કરે, તે નકામું છે !

૫ સ્ત્રીયોને ઘર વ્યવહાર ભલે કરવો, પણ તેથી ફરવા, હરવા ખુલી હવામાં જવું. મંડળોમાં ફરવું, ને ભાષણો સાંભળવાં. તે પછી જે સેવા થાય તે કરવી.

૬ મંદિરોના દર્શનનો ટાઈમ ગુમાવ્યા કરતાં જાહેર મેળાવડા કે ભાષણોમાં શા માટે ન જવું?

૭ પતિના પાય દબાવવાને કાંઈ સ્ત્રી તદન બંધાયલી નથી! તે માટે પુરૂષોએ નબળા ન થવું !

૮ સ્ત્રીયોએ માંદુ ન પડવું, ને પડે તો ન બતાવવું, આવું ચાહનારાને ફોજદારી કાયદો સ્ત્રીઓએજ બતાવવો જોઈએ.

૯ વિધવાએ ન્હાની વયમાં રંડાઈને વ્યભિચારથી અલગ રહી, પુનર્લગ્ન કરવું. ને તેમ કરતાં કોઈ અટકાવે, તો તેના પર કાયદો અજમાવવો.

૧૦ પતિ ચેહ સાથે સ્ત્રીયોએ સતી થવાનો ધારો અમલમાં મુકતાં પહેલાં પુરૂષોએ સ્ત્રીઓને દેવી તરીકે પુજવાનું સર્ટીફીકેટ મેળવવું.

૧૧ સ્ત્રીઓના ઉચ્ચ જીવનની ગણના થવી જોઈએ. તેના ધર્મ અને મહત્તા માટે પુરૂષોએ ઉપકાર માની, તેમને ઉચ્ચ પદ આપવું જોઈએ.

૧૨ ધર્મશાસ્ત્રના નિયમ મુજબજ રોવા કૂટવાનું સ્ત્રીયોએ તજી

દેવું. નીકર મરનાર નર્કમાં જાય છે.

૧૩ સ્ત્રીને ગુલામડી કહેનારા, ને કહાવનારાને ન્યાયી ફટકા મારવા જોઇએ.

૧૪ સ્ત્રીયોને પતિનો વારસો મળે ને તે ખુશીથી સ્વતંત્ર ઉપયોગ કરે, તેમાં કોઇ અટકાવી ન શકે!

૧૫ સ્ત્રીયોને ધર્મ પળાવવાનું કામ બાળ શિક્ષણથી શરૂ કરવું. ને તે તેની મરજી મુજબ વર્ત્તવા દેવું.

* આ સુધારક જવાબ છે!—

આ રીતે ઉલ્લુ મગજનો ઉહાપોહ, આજકાલ નવા જમાનાની પ્રજામાં, અનુભવની અજ્ઞાનતા રૂપે પ્રવર્ત્તી રહેલો જોઇને ખેદ થાય છે! ઇત્યાદિ બેરીસ્ટર સાહેબે સમજાવ્યું. અને સનાતન—સુધારક સંપ્રદાયના ઓટલા પર મસીદ ચણાવી!

---

## પ્રકરણ ૫ મું.

### આફતનું વાદળું.

કથાપાત્રની અવદશાનો અંત આવવા બદલે, તેના પર આફતનાં વાદળાં ઘેરાયલાં અને ઘેરાયલાંજ રહેલાં જોઇ શકીએ છીએ. દરેક પ્રકરણની હદ હોય છે, તેમ આ પાત્રજનોની દશા પણ ફરશે તો ખરીજ, પરંતુ હાલ તો બિચારાં વાયુના વંટોળીયામાં અથડાતાં ધુંદાતાં નજરે પડે છે.

વાર્ત્તાના નાયક બ્રીફલેસ બેરીસ્ટર હાલ તો સાહિત્ય પ્રત્યે નામ કહાડી રહ્યા છે. તેમના ધંધામાં કશો સાર, તેમને પોતાને લાગ્યો નહિ; કેમકે કોર્ટમાં બધાએ નવા બેરીસ્ટરોને બ્રીફ મળતી નથી—તેમ બધાએ કુશળ અનુભવી અને ભાગ્યશાળી હોતા નથી. ત્યારે હવે

કરવું શું ! જે બેંકમાં નાણાં મુક્યાં હતાં, તે બેંક, એકાએક વેપારની ઉથલ–પાથલમાં તૂટી ગઇ; અને સરૈયો સ્વર્ગવાસ થયો–એટલુંજ નહિ પણ તેના ગડબડ ઘોટાળાને લીધે, તેના કુટુમ્બ કને જે મીલ્કત હતી, તે પણ જપ્ત થઈ—સારા ભાગ્યે, બેંકની વ્યવસ્થા સરકારના હાથમાં રહેવાથી, આશાનું કીરણ ચમકવા લાગ્યું, કે ડીપોઝીટરોને કંઈ પણ મળશે, પરંતુ હાલ તો સૌ શાન્ત થયું–ને બ્રીફલેસ સાહેબે નાણાંની મ્હોટી રકમ ગુમાવી દીધી–માત્ર ઘણી થોડી રકમ હાથમાં રહી, ને તે પર આધાર બાંધીને વ્યવહાર ચલાવવા માંડયો.

પુરૂષનો ખોરાક તો ધંધો–જો ધંધો ન હોય, તો પુરૂષ બિચારો નિર્માલ્ય સમજવો. :આપણા બેરીસ્ટર સાહેબે હવે જ્યારે સાહિત્ય ઉપર લક્ષ દીધું, તો તેને નાટયભૂમિદ્વારાએ ખિલવવાની તજવીજ કીધી; અને એક નવી ઉભી થનારી કંપનીદ્વારા પોતે જાહેરમાં આવવા યત્ન કર્યો !

જયસનકું તયસન મીલે, બમનકું મીલે નાઇ;
એકે દીખાયા ટીપણા, દુજે આરસી દીખલાઇ.

તેવી રીતે બેરીસ્ટર સાહેબનો અનુભવસિદ્ધ નાટક "**બ્રીફલેસ–બેરીસ્ટર**" નવી કંપનીએ પહેલીજ વાર શરૂ કર્યો. ત્યાં પહેલેજ કોળીએ માખી આવી, ને પહેલેજ ખેલે ધમસાણ મચી ગયું. એમ થવાથી કંપનીના માલેકો નારાજ થયા, ને તેમને પાણીચું આપી દીધું, એટલ આ એક દીનનો જે વિશ્રામ હતો, તે બંધ પડયો. દરમ્યાનમાં વિશલપુરની ખટપટ જાગૃત થવા પામી ત્યાંના એડમીનસ્ટ્રેટરે નવી હકીકતના પુરાવા સાથે સુંદરલાલને જવાબદાર ઠરાવ્યો. અને તેના પકડાયલા કાગળો, તેની બદચાલના પુરાવા તરીકે સામેલ કરીને, તિજોરીમાંથી લીધેલા બે લાખના વિશ્વાસઘાત માટે, તેમનાપર કામ ચલાવવાને હુકમ માગ્યો; અને સુંદરલાલને કેદ કરવા, તથા તેની

મીલ્કતપર ટાંચ મારવાનો, મુંબઈની કોર્ટ મારફત હુકમ લ્હેવા તપાસ કર્યો. આ કામ માટે એડમીનસ્ટ્રેટર મુંબઇ આવ્યો. ને એક જાણીતી સોલીસીટરની પેઢી મારફતે, સારા બે બેરીસ્ટરો રોકયા. રાજને ખરચે ધામધુમ હતી, એટલે કોઇને ન્હાવાનું સ્નાન સુતક નહતું, પણ બેરીસ્ટર તો બાપડો મરવા પડયો હતો. કેમકે ભલે તે નિર્દોષ ઠરે, પણ તેમ થતાં સુધી રીતસર કેસ લડવાને નાણાં તો જોઇએ. આ આફતના વાદળામાં ઘેરાયલો બેરીસ્ટર ખરેખર મુઝાણો, ને અંતે તેની સુઘડ સ્ત્રી શારદાગવરીના સાચા સ્નેહને શરણ થયો. હવે શારદાએ તેને કયા પ્રકારે બચાવવાની યુક્તિ કરી હશે, એ સુશીલ સ્ત્રી, શી રીતે સ્વામીને સહાય થઇ હશે, ને બેરીસ્ટરનું છેવટ શું થયું હશે, તે પછી જાણીશું. તે દરમ્યાન બીજાં પાત્રો તરફ નજર કરીએ.

---

## પ્રકરણ ૬ ઠું.

---

### પુનર્લગ્નનો પરિતાપ.

જે ન્યાતોમાં પુનર્લગ્ન કરવાનો અભાવજ પેસી ગયો છે, તે ન્યાતોમાં કદાચ જો એકાદ પણ તેવો યોગ આવે કે કેસ બને, તો તેને દાબી દેવો, યા જડમૂળથી ઉખેડી નાખવો, એજ જુસ્સો લઇ બેઠા જણાય છે ! વ્યભિચાર અને બાળહત્યાને કોઇ રીતે દાબવી, અનાથ વિધવાઓનાં મનોબળ સુધારવાં, તેમને માટે આશ્રમો સ્થાપવાં, અને તેમની જીંદગીને ઉદ્યોગી અને ઉપયોગી બનાવવી, તે ઉત્તમ પ્રકારનો માર્ગ તો બાજુ કરવો, ને તે બિચારીને કષ્ટમાં નાંખી, જાપતામાં મુકી, હાથે કરીને જુસ્સો ઉશ્કેરવો, એ એક જાતની અજ્ઞાનતા નહિ, તો બીજું શું કહેવાય? કામલતા-( કમુ ) એજ રીતે

દબાયલી હતી. તેનો કાકો સસરો દામોદર શેઠ એક પંકાયલો સુધારક હતો. મીલ માલેક હતો. દુનિયાના રંગમાં ઝબોળાયલો ને વેપાર-ધંધામાં રગદોળાયલો હતો. તેનો ડોળો, આ નાજુક સ્ત્રીના પૈસા ઉપર હતો. અને વધુ કહીએ, તો તેની જુવાની પાણીમાં ઝબોળાવવા-નો અડીયલ યત્નવાદી હતો, પણ પુનર્લગ્ન કરવા દેતો નહતો ! કમુ જો કે ઘણે ભાગ્યે તેને પિયર રહેતી હતી. હાયકોર્ટના છેલ્લા તેમના વારસા–હિસ્સાના કેસના ચુકાદામાં, કમુના ભાગ્યે તો તેના ધણીનો વાલકેશ્વરવાળો બંગલો, અને થોડી રોકડ રકમ હતી. બંગલો કંઈ વેચાણ થાય તેમ નહતો, અને રોકડ રકમ વધારે તો નહતી. સ્ત્રી ધન તરીકેના દાગીના વેચાયલા, તે રકમ હતી. કમું ઘણી રૂપાળી-નમણી અને છટાદાર છોકરી હતી. કેળવણી લીધી હતી, પણ હીંદુ કન્યા કેળવણીપર પડતા દવને લીધે, અધુરી કેળવણી, અને જુના વિચારનાં માબાપોની જોડે મંદિરનો માર્ગ ગ્રહણ થયલો, એટલે ઉચ્ચ સંસ્કાર તો પડયાજ નહતા ! આ સંજોગમાં તે વિધવા થઇ, અને બાળવિધવા તરીકે કેદી બની ગઇ. કુદરતી રીતે શરીર જામવા માંડયું. અવયવ ખિલવા માંડયા ને મંદિરની ભક્તાણી બની ગઇ, એટલે જે પ્રપંચ અને કપટભાવે, ત્યાંના ભકતો ભાવભોજ્ય કરતા હતા, તેનો ડોળો આ નિર્દોષ બાળાપર પડયો, તેમાં તેનો દુરનો પિત્રાઇ પેલો રામલો લુચ્ચો ગળે પડયો !

કમુનો વિચાર કદી પણ શરીરને અપવિત્ર માર્ગે મુકવાનો ન હતો. તેનામાં કંઇક ઉચી બુદ્ધિએ ઘર કર્યું હતું. તે સમજતી હતી, કે શરીરની સંભાળ પોતાની સ્વતંત્રતા પર રહી શકશે નહિ. આ અરસામાં કેટલાંક પુનર્લગ્ન થઇ, ગયાં ને તેથી તેને પણ એક માર્ગ હાથ આવ્યો; પણ લાયક અને કુલીન પુરૂષ સાથે, તે પણ સ્વજ્ઞા-તીનાજ પુરૂષ સાથે લગ્ન કરવું. જે તે શુભ હેતુને લીધે કુદરતે તેને

ધર્મદાસ નામનો સારો ગૃહસ્થ, જે પૈસાથી ખાતો પીતો, ને સારા સુધરેલા વિચારવાળો મળી ગયો. અને તેનીજ સાથે છેવટે પુનર્લગ્ન કરી લીધું. એ પ્રસંગ આપણે વાંચી ગયા છીએ. પરંતુ તે જોડલાંને એત્રણ માસ ગુજરી ગયા, તે છતાં નવી ચર્ચા ઉત્પન્ન થઇ ! આ ચર્ચા કંઇ તેમના કાકા સસરાએ ઉપાડી નહિ, પણ ન્યાતવાળાઓએ ઉંચકી લીધી, ને તે તકનો લાભ લઇને દામોદરશેઠે, કોર્ટ મારફતે પેલો વાલકેશ્વરનો બંગલો કબજે લેવાને તાકડો રચ્યો !

આ ઉપરાંત બીજો જે અપવાદ, પોલીસ તરફથી ઉત્પન્ન થયલો, તે જાહેર કર્યો. કમુંને ઉપાડી જવાનો, ને જેમ તેમ સમજાવીને પુનર્લગ્ન કરી લેવાનો આરોપ ધર્મદાસપર મુકયો. આ કેસ પણ પોલીસ પાટીપર ચડયો.

દુ:ખ કંઇ સદા બેસી રહેતું નથી. તે પણ એક વેળા સુખનાં સાધન મેળવશે, પણ હાલ તો તે વંટોળીયામાં ચઢી ગયું. ત્યારે હવે ત્રીજું પાત્ર **લીનાં** કેવી હાલત ભોગવે છે, તે પણ જોઇએ. અને તેની પણ અવ્યવસ્થિત હાલત તરફ નજર કરીએ ! છેવટે કુદરતની કૃપાનો તેને મળેલો લાભ જાણવા, આ અથડાતાં પાત્રોનો ભાગ અહીંજ બંધ કરીને નવા માર્ગ તરફ નજર કરીએ.

---

ભાગ ત્રીજો સમાપ્ત.

શ્રી.

# લીનાં.

અથવા

# શ્રીફલેસ બેરીસ્ટર.

## ભાગ—ચોથો.

નથી બેસી રહેતું કંઇ સદા દુઃખ વાદળું વાટે,
ઘડીમાં તાપ ને છાંયા વિષે ફરતું રહે ઘાટે:
રસીલી જીંદગીમાંહે વિપત્તી વાદળાં આવે,
પરન્તું વેળે વેરાતાં સુખીના દીન તે લાવે.

## પ્રકરણ ૧ લું.

### વિયોગની ઘડી.

પ્રેમનાં કીર્ણ ભીંતરમાં, પડયાં છે જેમને જેવાં,
અશાન્તિમાંહે અંતરમાં, પડયાં છે તેમને તેવાં:
છુપી—ચોરી તણાં પ્રેમી, ઝુરે છે જીવથી કેવાં?
અભયનાં સ્વપ્ન એ ગેબી, નિહાળે તે સુખિ રહેવા.

" ડીયર લીનાં ? તું આમ નિરાશ ન થા; એથી તો મ્હારો ઉત્સાહ નરમ પડી જાય છે. પરબન્ધનમાં ધારેલું સુખ ક્યાંથી સંપાદન થઇ શકશે ?

" વ્હાલા જ્હોન ? હવે આપણે સંસારી થયાં. વળી હું ત્હારા આશરામાં રહીને મ્હારા જીવનનો આનંદ મેળવું છું. હજી લગ્ન થવાને બહુ વિલંબ થયો નથી. મ્હારી મન-કળી ખિલેલી છે. ડીયર, તું તો લડાઇના લાંબા ઘાટપર જાય છે, ત્યાંથી ક્યારે પાછો ફરશે, તે નકી નથી; તો પછી વ્હાલા, મને એકલું કેમ ગમશે ? " લીનાં, જ્હોનના ખભાપર એક હાથે માથું ટકાવી રડતી બોલી.

" મ્હારાં વ્હાલાં જીગર ? હું જલદીજ પાછો ફરીશ ! અફ્ઘાન સરહદમાં લાંબો વખત લડાઇ ટકવાની નથી. ને ત્યાં કંઇ દારૂ-ગોળા બનાવવાનું કામ બહુ લંબાય તેમ નથી વળી હાલ તું સગર્ભા છું, એટલે જો નિરાશાથી મન-બળતરાં કરીશ, તો દુઃખિ થઇશ. " જ્હોને, લીનાંનો જમણો હાથ પકડીને ધીરજ આપી.

" ત્યારે શું મ્હારે હાલ એકલુંજ રહેવું પડશે ? હજી પેલા વિશલપુર સ્ટેટની તલવાર તો માથા ઉપર લટકે છે ! વળી આપણા સ્ટેશનનો કાયમ ભરૂંસો નથી ! કદાચ ત્હારા જવા પછી, એકદમ ખાલી કરવાનો હુકમ મળશે; કેમકે ત્હારી જગ્યાએ જે બીજો કામ ચલાઉ માણસ આવશે, તેને આ જગ્યા આપશે, તો ? "

" તેમ થવા નહિ પામે. તે માટે મેં પહેલાંથીજ બંદોબસ્ત કર્યો છે. વળી વિશલપુરવાળી બાબત માટે પણ મેં ઘટતું કર્યું છે, અને તેના એડમીનીસ્ટ્રેટરને કાને વાત નખાવી છે; માટે એ તો નિર્ભય રહેવાનું છે. ત્હારા પોતાનાં રક્ષણ માટે મેં દરેક ગોઠવણ રાખી છે. માટે મને રજા આપ ! પ્રભુ કરશે, તો હું થોડાજ રોજમાં પાછો ફરીશ, ડીયર ! " જ્હોને વ્હાલથી રજા માગી.

"ડીયર ? તને છુટો કરતાં જેમ મ્હારૂં દીલ ના પાડે છે, તેમ તને જવાનું કહેતાંયે જીભ ઉપડતી નથી !"

"વ્હાલી ? ડયુટી, એ માણસના શૌર્યનું જીવન છે. જેમ ખોરાક, આપણા શરીરનું પોષણ છે, તેમ ધંધો પણ પુરૂષનો ખોરાક છે. વળી ચાકરી આપે ભાખરી !"

"વારૂ, વ્હાલા જ્હોન ! વ્હેલો આવજે ! હું ત્હારા નામની વાટ જોતી રહીશ. મને ત્હારા હસ્તકમળાક્ષરનો પત્ર તો દરરોજ મળવો જોઇએ. જો પત્ર નહિ મળે, તો મ્હારો તે દહાડો વૃથાજ જશે, ડીયર ! ગમે તે થાય, પણ ટપાલ તો જોઇએ."

"હું તે નહિ ભૂલું ! પત્ર પહેલો, ને ખોરાક પછી: તોપણ લડાઇના હીંગામમાં છું, એ લક્ષ રાખજે."

"ડીયર, તું કંઇ લડાઇમાં જતો નથી. ત્હારૂં કામ તો ઇનજીનીયરનું છે, ને તે લોખંડી કામના કારખાનામાં ઉપરી તરીકે રહેવાનું છે. પછી તને પત્ર લખવાની અગવડ શી ડીયર ? જો તું અહીં થીજ એવી એવી વાતો કરી જાય છે, તો પછી"—

"ફિકર ના કર, જાન ! દરરોજ પત્ર લખીશ. તું પણ લખજે. ચાલ, હવે રજા આપ, ગુડ–બાય !" જ્હોને પોતાની વ્હાલી લીનાંને કીસ કરી. અને હળીમળી–ભેટીને પ્રેમી જોડાં છુટાં પડયાં ! ખરૂં છે કે—

પ્રેમનાં વર્ષો વહી જાતાં વિલંબ થતી નથી,
વિયોગની અરધી ઘડી પણ સ્હેજ રહેવાતી નથી;
દીલ એક છે તેને હજારો કોસ પણ દૂર કંઇ નથી,
છે દર્દી જે તેનો જરાએ સૂખ તેને કંઇ નથી !

---

વાંચનાર ? તું જાણે છે, કે લીનાં પરણીને સગર્ભા થઇ છે. જ્હોન એક રેલ્વે ઇનજીનીયર છે. ને તેની નોકરી, થોડા રોજ માટે

સરકારી કામસર લેવામાં આવ્યાથી, તે અફઘાન સરહદપર ઉપડી ગયો છે !—

## પ્રકરણ ૨ જું.

### શારદાનો સુબોધ !

આફત જો પડ જાય, ધિરજસેં સહનાં;
જીસ બીદ રાખે રામ, સદા વોહી બીદ રહનાં !

"પ્રાણનાથ ! આપના જેવા અનુભવી અને સંસારમાં ગુંથાયલા વ્યવહારૂ ગૃહસ્થે હવે આ જમાનાની ઉડતી હવાને બાજુ રાખીને વંશવૃક્ષને નિભાવવા, ફળદ્રૂપ કરવા, તથા ઉછેરવાનો યત્ન કરવો જોઇએ; મુંબઈ જેવા ખરચાળુ અને નકલી શહેરમાં, ધનના ઢગલા જોઇને, ઘરની મૂડી કે કમાણી, બાળી—ઝાળી નાખીને, કે ધંધાની ગેરહાજરીએ આડે ધંધે ઉતરીને પરિણામનાં સુખો નાશ ન કરવાં જોઇએ." શારદાએ, પોતાના બ્રીફલેસ બેરીસ્ટર મી. સુંદરલાલને શાન્ત સમયે સદ્બોધના એ બોલ સંભળાવવા—સમજાવવા શરૂ કર્યા.

ભાગ્યની ગતી સારી હોવાથી સુંદરલાલે તે ધિરજથી સાંભળ્યા, ને સમજીનેજ ઉત્તર આપ્યો. "ત્યારે હવે શું કરૂં, પ્રિયા ? મને તો કશો રસ્તો સુજતો નથી. મેં શું ખોટું કે આડું કર્યું, તે મને સમજાતું નથી. અલબત મ્હારી જુવાનીમાં, ને વિલાયતી મદના આવેશમાં જે જે ભૂલો કરી, તે માફ છે વ્હાલી !"—

"જો નાથ ? હું કહેવા બેસું, કે ગણવા બેસું, તો અનેક છે; પણ મ્હારે તો તમારી સાથે જનમ કહાડવો છે. તમારી કમાઇનો

ટુકડો ખાવો છે. તમારા અવગુણ ઢાંકીને ગુણને આગળ મુકવાનો મ્હારો ધર્મ છે, ને તેમ હું કરૂં છું; બાકી જો મ્હારા હૃદયની જ્વાળા બ્હાર કહડાવતા હોય, તો વ્હાલા? મને કહેવા દો, કે હું પરણીને હજી સુખી થઇ નથી!"

"હું કબુલ કરૂં છું પ્રિયા! ને પ્રભુનો ઉપકાર માનું છું, કે કસોબતે બગડેલી બુદ્ધિથી મ્હેં મ્હારૂં અનિષ્ટજ કીધું છે. ત્હારી સાથે મેં સંપૂર્ણ ભાવે વર્તન કર્યું નથી, ને તે માટે હું ત્હારો અપરાધી ને ઋણી છું; પણ હવે મ્હારી શુદ્ધિ–બુદ્ધિ ઉઘડી છે. હું હવે નિર્મળ ચિત્તે જોઇ શકું છું, કે મ્હેં દસ વર્ષનો ધીકતો જમાનો, મ્હારા સુખી જીવનમાંથી અળગો કરી દીધો છે. જો શરૂઆતથી તેનેજ વળગી રહેલો હોત, તો મ્હારી આ હાલત ન હોત! આજે હું પાયમાલી પર ચડી ગયો છું!–"

"હજી પ્રભુનો ઉપકાર માનો, કે આપણે બચી ગયાં. નીકર વિશાળપુરનો રાજા હૈયાત હોત, તો આપણે સ્થિર–ઠામ ઠરીને બેસી શકત નહિ! ભલે કદી સાહેબે આપણાપર કેસ કર્યો, પણ તેમાં આપણા બ્રિટીશ ન્યાયી અમલને લીધે વાંકો વાળ ન થયો! આપણા કેસમાં મૂળ મુદ્દા ખરા નીવડયા. બે લાખની રકમ જો કે ઉપલક હતી. તોપણ મહારાજાની સહી સાથે આપવાં લેવાની હતી, તેથી સાહેબનો કેસ તદન ખોટો ઠર્યો, ને આપણે નિર્દોષ થઇ છુટી ગયાં. પણ કોઠી ધોતાં કાદવ નીકળે, તેમ બે વાતે હારી ગયાં! એક તો પેલી ખવાસણનો પત્ર–વહેવાર, અને બીજું તો બેંકમાં હજી જપત થયલાં નાણાં રોકાઇ ગયાં!"

"પ્રીયે! તે માટે ચિન્તા નથી. નાણાં પર જપ્તી છે, પણ આપણા ચુકાદા પછી તે નાણાં પાછાં મેળવવાની મ્હેં અરજ કરી

છે. માત્ર જે બેંક ફુડચામાં છે, તેનાં નાણાં હાલ મુલ્તવી રહેશે, તોપણ વખત જતાં તેનો ચોક્કસ હિસ્સો તો જરૂર મળશે. અને ખવાસણના પત્રો તો બનાવટી ઠરાવવામાં આવ્યા છે, એટલે તેનો ખરો અપવાદ તો નથીજ; પછી અંદર ખાતે આપણે ગમે તે સમજીને માની લઇએ; પણ હવે મૂળ મુદ્દાપર આવવાની જરૂર છે."

"મ્હારો અનુમત એવો છે, કે મુંબઇની કોર્ટોમાં આપણું ટટ્ટુ ચાલે તેમ નથી. અહીં બેરીસ્ટરો બહુ થઇ પડયા છે. જાણીતો અને જુનાઓને બ્રીફ મળે છે; માટે આપણા વતન અમદાવાદમાંજ પ્રેક્ટીસ કરવી—આપણાં ઘરનાં ઘર એટલે ભાડું ભરવું ના પડે! વળી ત્યાં ત્રીજે દેખાદેખીનો કશો ખર્ચ નહિ, અને બે વરસે પ્રેક્ટીસ જામે, તોપણ હરકત નહિ. હાલ દસ વર્ષ ચાવીશું, ત્યાં સુધી તો આપણી હાલત સારી નીભે તેટલું ધન છે; માટે મ્હારૂં માનો તો હવે આ વેકેશનમાંજ અહીંથી માંચડો ઉપાડો! એટલુંજ કમાયા, કે આપણે મુંબઇના વસવાટથી ત્રિશલપુરના ઝપાટામાંથી બચી ગયાં! જો અમદાવાદ રહેલાં હોત, તો વીંખાઇ જાત—ને આબરૂ વેરાઈ જાત! મુંબઇની હાયકોર્ટ, ને તેના વિશાળ બુદ્ધિવંત જડજોની તો બોલબાલા! તેમાં બ્રિટીશ રાજ્ય અમલનાં તો જે વખાણ કરીએ, તે થોડાં!—"

"સત્ય છે, વ્હાલી! ત્યારે ત્હારોજ વિચાર હવે મંજુર થયો—હવે જે દીન જાય છે, તેમાં વતન તરફ રવાના થઇ જવું.

દમ્પતીએ એક મતે આખરે વતન સ્વિકાર્યું, અને બિચારા બ્રીફલેસના બાકી રહેલાં જીવનનો કંઇક દશકો ફર્યો!—

# પ્રકરણ ૩ જું.

## છગનીયો–મગનીયો ! નટ જાતિનો ઉદય !

ગુજરાતમાં ટોલાં ફેરવનારા તરગાળા યા ને ભવાયા જાતિનો મુખ્ય ઉદય, મુંબઇની નાટક મંડળીઓનો આભારી છે ! કાઠિયાવાડના ઓછવીઆ બ્રાહ્મણો કરતાં ગુજરાતના તરગાળા તે ભવાયાનો વેશ વધારે સ્વાભાવિક લાગે છે ! એ નટ જાતિ જન્મથીજ નૃત્યકળા અને કંઠ સાથે લઇ અવતરતાં દેખાય છે ! સ્ત્રી વર્ગમાં સ્વરૂપ જણાતું નથી, પણ પુત્ર સંતાનો ધીમે પગલે દેખાવડા બની જાય છે !–

મુંબઇની નાટક મંડળીના અગ્રગણીય સાક્ષર મરહુમ શેઠ ન્હાનાભાઇ રાણીનાના ઉપરીપણાં તળે ઉભી થયેલી નાટક મંડળીએ, ગોવીંદ નાયકને "**રાજાશ્રિયાળ**" ના દરબારમાં રામજણીના વેશમાં નૃત્ય કરવા ઉતાર્યો, ત્યારે સૌ કોઇએ એમજ માની લીધું, કે મરહુમ મિ. મહમદઅલી કોઇ લખનૌરી બીબીજાન ઉપાડી લાવ્યા છે ! પણ ખરી રીતે તો તે ભાઇ અમદાવાદના નાયક ટોળામાંથી એક ઉછરતા જુવાન શખ્સને લાવ્યા હતા–અને "**તાસીરે ખ્વાબ**" નામના નાટકમાં "**જરીના**" તરીકે, મિ. ખટાઉની નાટકી માશુક તરીકે મુંબઇના ભમતા શોખીનોને ઘેલું લગાડયું હતું ! એ પ્રસંગ પહેલાં મિ. જેઠા નાયકને વિસરવા ન જોઇએ–પ્હેલા નાટકી તરીકે પ્રખ્યાતી પામીને આજે પણ એવીજ કીર્તિમાં અમલ કરે છે. તે પછી ભવાયા તરગાળા બાળકોનાં પગલાં મુંબઇમાં થયાં, ને તે બાદ મરહુમ મિ. દાદાભાઈ ઢુંઠીએ શરૂઆત કરી. આ કર્મ કથાનું પૃષ્ટ અત્રે ઉઘાડવાની જરૂર નથી, પણ ટુંકી કથામાં એજ છે, કે એ બે દાયકા પછી એ કોમ જાણીતી થઇ ગઇ ! ભવાયા તરીકેનાં ટોળાં કમતી

થઇ ગયાં ! પૈસાની ઝાંખી થઇ; અને અમૃત નાયક જેવા નટની અમ્મર કીર્તિ, આજ પણ રંગભૂમિના પટ ઉપર, અને સાહિત્ય—ગ્રંથોના પૃષ્ટ ઉપર અજવાળું પાડી રહી છે.

મિ. અમૃતનું ઉચ્ચ જ્ઞાન, તેની બચપણની અભિનયકળા અને. શેકસપિરીયન ડ્રામાને ઉર્દુ જબાનમાં સ્ટેજપર અમ્મર કરવાનો તેનો ભગીરથ પ્રયત્ન, આજે સ્મરણ સ્થંભ જેવો થઇ પડયો છે. આ પ્રેમી યુવાનનું અકાળ મરણ ત્વરિત થયું નહોત, એ રાગી પુરૂષના જુદા જુદા તંત્રોને આકર્ષણ થયું નહોત, તો એકવાર હીન્દી નાટયભૂમિને એ વીર ગજાવી શકત !—પ્રભુ ઇચ્છા બલવાન છે ! કેતકી પુષ્પ જેવાં અમૃત ને ગોહરનાં જોડલાં, હવે પછી નાટયભૂમિપર અમર રહો ! !—

નાયક બન્ધુઓની આ રીતે અમર કીર્તિ સંપાદન કરનારા જુદા જુદા ડીરેકટરોમાં આજે આપણે બીજા બે ત્રણ મિત્રો, રંગ-ભૂમિ ગજાવતા જોઇએ છે; ને તે ધન્યવાદ યોગ્ય છે ! જે બાળો રસ્તા—ચૌટા વચ્ચે ઘાઘરા પહેરીને નાચતા હતા, તે કોમના બાળકો, માન સહિત ચાંદ મેળવીને, લાખો જનોનું લક્ષ ખેંચી રહે, અને યુનિવ-ર્સીટીની ડીગ્રીઓ મેળવીને, દેશી સંસ્થાનોમાં, દેશી રાજાઓનાં પ્રેમ—પાત્ર થઈ, સારા હોદ્દા ભોગવતા રહે, એ કંઇ નટ જ્ઞાતિ માટે ઓછું માન ભર્યું નથી !—

મિ. છગનલાલ અને મિ. મગનલાલ, યાને પૂર્વ છાંયાનો છગ-નીયો ને મગનીયો, આપણી રંગભૂમિનાં રમકડાં હતાં; ને વિઠ્ઠલપુર દરબારના નાકના વાળ જેવા હતા!—દરબાર સાહેબ ગુજરી ગયા, અને તેઓએ એડમીનીસ્ટ્રેટર સાહેબની કૃપા મેળવી. જો કે તે કૃપા મેળવી આપવા માટે, દરબારે અવશાન કાળે ખાસ ઇચ્છા દેખાડી હતી, કે તેને વિલાયત મોકલીને બેરીસ્ટર બનાવવા, કેમકે ખાનગી અભ્યાસ મેટ્રીક સુધી કરાવવામાં આવ્યો છે ? આ ઇચ્છા પાર પાડવાને સા—

હેબે બીડું ઝડપ્યું, અને આજે આપણા આ બન્ને નટબન્ધુ બેરીસ્ટરની પદવી મેળવીને વિલાયતથી અત્રે પધારી, પોતાની કોમનું માન મેળવીને, વિશલપુર રાજ્યમાં ઉંચા હોદ્દા ઉપર ચડી ગયા. મિ. છગનલાલ બેરીસ્ટર એટ લો, વિશલપુર સંસ્થાનના જ્યુડીસીયલ કૌંસીસીલર, અને મિ. મગનલાલ નાયક, ન્યાયાધિશ તરીકે બિરાજમાન થઇ ગયા! એ રીતે આ વાર્તાનાં એક રાજકીય રમકડાં, ને જનલોકનાં સુંદર પૂતળાં, ઉંચા હોદ્દાપર ચડેલાં જોઇને અમે પોતે પણ એ જ્ઞાતિને અને તેમના સારા વિચાર ધરાવનારા આગેવાન નટ બન્ધુઓને મુબારકબાદી આપી ચાહીયે છીએ, કે હવે પછી તેમની બાળ-પ્રજા એજ રીતે કેળવણી પામીને ઉંચા પ્રકારનું નટકાર્ય બતાવે; કેમકે તેમનું એ કામ "બોર્ન-ગીફ્ટ" તરીકે કુદરતે દેખાડયું છે!

આ પ્રકરણનો વધારે વિસ્તાર હવે કંઇ અગત્યનો નથી: પરંતુ ખુશાલી એ છે કે મહારાજા વિશલપુરનો બાળકુમાર, મેયો કાલેજ સુધી પહોંચી ગયો છે! અને એકાદ વર્ષ પછી રાજ્યાભિષેક પ્રાપ્ત થાય, તે પહેલાં હિન્દ અને ઇતર પ્રદેશની મુલાકાત માટે પ્રવાસમાં પડયા છે; તેની સાથે દેશી કમ્પેનીયન તરીકે મિ. મગનલાલ નાયક ફરે છે, એ કંઇ થોડું માન ભર્યું નથી. અસ્તુ! બોલો શ્રી નટ-નાયકોની બોલ બાલા!!

---

## પ્રકરણ ૪ થું.

---

### પુનર્જન્મનો પશ્ચાતાપ!

---

આર્ય વિધવાઓના અખંડ વ્રત અને ટેકનો જમાનો આજે નથી! સ્વયંવરનો રિવાજ, અથવા વયવતી કન્યા, પ્રેમભાવે પતિ યોગ્ય

થતી, એ સમય આજે નથી! આજે ઘૂમટામાં જીવનનું બન્ધન છે! આજે માબાપો જાણે વરતાં હોય, તે રીતે દીકરા દીકરીનાં લગ્ન થાય છે. સુધરેલો જમાનો છતાં હજી ગુજરાતી હીંદુઓમાં જુના વિચાર વિલુપ્ત થયા નથી. અને સુધારાનો ઝુંડો ફરકતો છતાં, તથા અંગ્રેજી કેળવણીનો ધુમો મગજમાં ઘૂમતો છતાં, બાળ વિધવાઓના જીવનને સતેજ કરવા માટે તેની ઉગતી આશાનાં કમળીયાંને પ્રફૂલ્લિત થવા દેવાને, જળ સીંચન થતું નથી! બાળવિધવા કદાચ નાદાની કરે, ભૂલ કરે, કાળવશ થઈને, કુસંગે પવિત્રતા ગુમાવે, તે આંખ મીચીને માબાપ સહન કરે, પણ પુનર્લગ્ન ન થવા દેવું, એ પાયો સાબિત રાખે છે; આ કંઇ આજના ચાલુ સુધરેલા જમાનામાં, સુધારકો પર, એ રિવાજ નાબૂદ કરવાનો થોડો બોજો નથી!

નીલમ-માણેકના પાંચમા-છઠ્ઠા ભાગમાં, બાળ વિધવા શાન્તનુની મનોવાન્ચ્છના, અને સાતમા-આઠમા ભાગમાં, તેની મુક્તિ નિર્વાણનો માર્ગ, આપણા આર્યધર્મ વ્યવહારને અનુકૂળ થશે ખરો; પણ જેમ વખત વીતતો જાય છે, ને ઉછરતી પ્રજાનાં મનોબળ નબળાં પડતાં જાય છે, તેમ વ્યવહાર પણ બદલાવોજ જોઇએ છે! જ્યાં સુધી મનોબળ સાબીત હોય, ત્યાં સુધી કદીપણ અધર્મ માર્ગ જણાતો નથી; પણ આ સમયમાં બાળપણજ જૂદી જાતના મનોવેગમાં પરિપકવ થાય છે. અને જો એવી દશા આ સમયની હોય, તો પછી ડાહ્યા, શાણા અને ધર્માંધ વૃદ્ધજનોએ પણ બહુ લાંબો ને ઉંડો વિચાર કરીને, આર્ય વિધવાઓને માટે મુક્તિનો માર્ગ, મનેન્દ્રિયની મોક્ષતા, તેમજ સંસાર વ્યવહારની શાન્તિનો રસ્તો ખુલ્લો કરવો જોઇએ. અધર્મના વેરાતા કાંટાને કહાડી નાખીને ધર્મનાં બીજ રોપી, મન ક્ષેત્રથી ઉત્તમ વિચારનાં ફળ મેળવવાં જોઇએ.

સમય જે કામ કરે છે, તે મનુષ્ય નથી કરતું: માત્ર નિમિત્ત જોઇએ છે.

કામલતાની કથા કંઇ આપણી અજાણી નથી. તે બિચારી પોતાના કૂળમાંથી બહિષ્કાર થઇ. જગતની નિંદાખોર લવરીનું જળ પાન થઇ પડી. અને અધર્મના ઉંડા કર્મમાંથી વિમુક્ત થઈ, છતાં એ અભાગ્યણીનો કોઇ રીતે દુ:ખનો આરો–કિનારો ન આવ્યો.

રાજનગરમાં પુનર્લગ્ન કરીને આ વિધુર દમ્પતી કાશીપુરી તરફ ગયાં. મથુરાં–વૃન્દાવન તથા પ્રયાગ શ્રાદ્ધ કરીને, જગન્નાથજીની ઝાંખી કરી; અને ત્યાંથી સમય ગાળવા–શ્રી રામેશ્વર તરફ કુચ કરી ગયાં. આ દીર્ઘ પ્રવાસમાં લગભગ એક વર્ષ વીતિ ગયું અને તે દરમ્યાનમાં કમુને ગર્ભ રહેવાથી પ્રસુત થવાનો પ્રસંગ આવ્યો!

આ પ્રસંગ નજદીક આવતાં પહેલાં તેઓ શ્રી વિઠ્ઠલનાથજી આવી પહોંચ્યાં! જો કે આ પંઢરપુરમાં પુંડલીક ભકતની કૃપાથી હાલમાં આપણી આર્ય વિધવાઓના નિબળ મનોબળની શાન્તિ અર્થ, બાળરક્ષકગૃહ સ્થાપવામાં આવ્યું છે, અને ત્યાં બાળવિધવાઓ, પોતાનું માંસલ સહી સલામત મહાશ્રમમાં સોંપીને વિદાય થઇ શકે છે; આ નિર્ભય ભૂમિમાં, ઉભય જન આવી પહોંચ્યાં, પણ તેને આ આશ્રમનો હવે ભયંકર લાભ લ્હેવાની જરૂર ન્હોતી. પ્રસુત નજીકનો પ્રસંગ હોવાથી પ્રસુતી થવાની સગવડ જોઇતી હતી. ને તે ત્યાં શાન્તીથી મળી ગઇ!

લગભગ નવ માસપુરા થઇ ગયા, અને દશમે માસે તે વિધવાને બાળક અવતર્યું. પણ કર્મયોગે તે પ્રવાસના શ્રમથી–યા હવાથી કે હલાખીથી પણ બાળક મુવેલું અવતર્યું; અને બીજે દિવસે કામલતા, એ બાળ વિષથીજ પોતાના દેહથી આત્મગતી પામી:—

માત્ર એક વર્ષના અન્તરેજ, જગતની કહેણીનું પાત્ર થઇ. બનવા કાળ તો બનતેજ, પણ નિંદાખોરોને ચારો મળ્યો—"મુવું તે તો જગત જીત્યું, પણ જીવતાંને જોવું." તે રીતે ધર્મદાસની અવદશા થઈ. તેને તો પુનર્લગ્નનો મહા પશ્ચાતાપ થયો !

આ આશ્રમ તરફ આવતાં, ધર્મદાસને ત્રણ આફત નડી ! પોતે પોતાનો કેટલોક સંરજામ સાથે લીધેલો, તે એક સ્ટેશનના વેટીંગરૂમમાં ગુમાવ્યો. પોતે જે બેંકમાં રોકડ તથા દાગીના અને શેરો—નોટો મુકેલાં હતાં, તે બેંક ભાગી—અને સર્વ વેરાઈ ગયું ! કમુના લવમાં આ વ્યવસ્થા કરવાનું નવું પગલું ભરી ન શકાયું, ને ત્રીજું એ નુકસાન થયું, કે ધમુનો કાકો, જે શ્રીમંત હતો, અને ધમુ તેનો વારસ થનાર હતો, તે કાકાને, ધમુના પુનર્લગ્નથી થયલા પશ્ચાતાપને લીધે, તેણે પોતાની સઘળી મીલ્કત ધર્માદા આપી દીધી. અને પોતે પણ આ પૃથ્વીમાંથી દેશવટો લઇ, દૈવના દરબારમાં પહોંચી ગયા !—અને કમુની મીલ્કત પણ પર હાથે પ્હોંચી ગઇ !

બૈરી ગઈ, પૈસા ગયા, લાજ ગઈ, અને જીંદગીનો વિશ્રામ ગયો !—

આખરે રવડતી હાલતે, મગજપર લોહી ચડી જવાથી, તેનો દેહ પણ આ જ પવિત્ર તીર્થમાં પડી ગયો !—અને એ રીતે બિચારાં આશાવંત પ્રેમીયોનો અહીંજ અંત આવી ગયો. કૂળકૂટ—કંકાસી સંસારની અસાર જીંદગીમાંથી છુટી ગયો !—

કર્મ પ્રમાણે ગતિ થઇ; અને સત્ય પ્રેમી સ્વધર્મ સંભાળીને સુખી થયાં ! તે કોણ ?—જુઓ આગળ પ્રકરણ ૫ મું.

---

## પ્રકરણ ૫ મું.

### મિ. સુંદરલાલ પબ્લીક પ્રોસીક્યુટર તરીકે !

દુર્દશા કંઇ સદાકાળ એકજ ઠેકાણે વાસો કરીને પડી રહેતી નથી. તેને પણ ઘણાં ઘર જોવાનાં હોય છે. કુદરતની અકળ અને અદ્ભૂત ગતિનો અંક ગણ્યો ગણાય, તેવો નથી. તે કંઇ નવું ઉપજાવતી નથી, તેમ જૂનું લોપતી નથી. એકના હાથમાંથી બીજાના ઘરમાં મુકવું, એ તેનો નિયમ છે; ને તે રીતે પરંપરા ચાલ્યા કરે છે. જેમ દુઃખ સદા એક શીરે રહેતું નથી, તેમ સુખ પણ સદા વેગળું થતુંજ નથી. દશકાના સંજોગે, વધતું કે ઓછું પણ સાંપડે છે. રાત પાછળ રાત તો કોઇકજ અભાગીને પડે, બાકી જીંદગીમાં એકવાર તો ઉદય થાય ! જુવાનીનાં દુઃખો, તે વૃદ્ધકાળનાં શાન્તિનાં ધામ છે. ઉછરતી વયનો અનુભવ, વૃદ્ધકાળે સહાયભૂત થાય છે. અને એજ રીતે દુઃખ તો યુવાનીમાંજ સારૂં ! ચડયા પછી પડવા કરતાં પડયા પછી ચડવું, જીંદગીના વિજયને ટેકો દેનારૂં છે.

આપણા બ્રીફલેસ બેરીસ્ટરની અવસ્થા આજ સુધી તપાસી લીધી. માબાપની કંઇક બેદરકારી, અને જમાનાનો રંગીલો પુત્ર જોવાની અક્કલહીણ લાલસાએ, એવું પરિણામ બતાવ્યું, કે પુત્ર ન રહ્યો બાપનો–વૈરીનો, જાતનો કે સુખનો ! અંતે ઠોકર ખાઇને ઠેકાણે આવ્યો. મ્હોડાની શીખ ન માને, પણ અનુભવે સૌ સમજે !—

પોતાના વતનમાં બેરીસ્ટર સાહેબ અંતે સુખીજ થયા. બે પૈસા જોયા–ધર્મ પળ્યો. અને વંશવૃદ્ધિ પણ થવાનો શુભ ઉદય પ્રકટયો !—

અમદાવાદમાં તેમની પ્રેકટીસ બહુજ સારી રીતે વધવા માંડી– " ખુદા મહેરબાન તો ગદ્ધા પહેલવાન " તેમ બે રૂપિયાના જરી

પુરાણા ડાંગમાર પ્લીડરોની ઘોંસસી આગળ કોઇનું કોર્ટમાં ચાલતું ન હતું, ત્યાં આપણા બ્રીફલેસ બેરીસ્ટર સુંદરલાલનો સકો વાગ્યો !—

અમદાવાદમાં મીલ મેનીયા અતીશય ચાલવા માંડયો. એકને આધારે બીજી, અને બીજીના આધારે ત્રીજી, તેમ બ્રાહ્મણીયા લગ્ન પેઠેમ મીલોનો અવતાર થઇ પડયો !—

મિ. સુંદરલાલના ભાગ્યોદયે, એક મીલ—એજંટની પર આફતનું વાદળું ચડી આવ્યું. અને તેમના બચાવ માટે તેમણે બીડું ઝડપ્યું. બીજી બધી વ્યાધી તજી દઇને, આ કેસ પર પુરતું લક્ષ દીધું. કાયદામાં પ્રવીણ હતો. તર્કશક્તિ ઉંચી હતી. માત્ર દેશી રાજ્યના મફતીયા મલીદા અને ખુશામતના ખાટલામાંથી નિંદ્રાએ જાગૃતજ થવા દીધા ન હતા—તેથી બુદ્ધિ કટાઇ ગઇ હતી. હવે તે તીવ્ર થઇ ગઇ. લક્ષ્મીદેવી શારદાએ તેને કાનમાં ગુરૂમંત્ર ફૂંકી દીધો. ને ભાગ્યદેવી ઉઠી, એટલે સિતારો ચમકયો.

મીલએજંટ વાળા કેસમાં તેમણે એવા તો બારિકીથી કાયદાની દલીલ લગાડી, કે આખા શહેરનો એક અવાજ બંધ કરી દીધો. સૌ કોઇ જાણતું હતું, કે આ કેસમાં જરૂર પેલો શેઠીયો કાંબી—કડલાં ઠણકાવશે, પણ મુંછે તાર દઇને પાછો ગાડી—ઘોડા દોડાવતો મીલ માલેક બની ગયો. આ સર્વ પ્રતાપ માત્ર સુંદરલાલના કહેવાયા; ને તે કેસ પછી તેમનું ટટુ તો અરબી ઘોડા રૂપે પંકાવા લાગ્યું. બે વર્ષના અરસામાં તો તેની પ્રેક્ટીસ એટલી વધી પડી, કે સાબરમતી કાંઠે બંગલો બંધાવવાની તૈયારી થઇ; એ પ્રસંગમાં પેલી એકાનો પણ નિવેડો આવવાની ખબર સાંભળી. અને શારદાલક્ષ્મી પણ સગર્ભા થયાં.—

ચમકના સીતારાએ, છેક સરકારમાં પણ દીવો ઝબકતો દેખાડયો. અને આપણા બ્રીફલેસ બેરીસ્ટર આજકાલ તો માનવંત પબ્લીક

ગ્રીફલેસ-બેરીસ્ટર.

(૫)



હ્રદયે હ્રદય મળ્યું-છેવટ. પૃ. ૧૭૧.

પ્રોસીક્યુટર તરીકે સરકારી માન પામ્યા. હવે જોઇએ છીએ, કે છેવટ શું થાય છે!—કથાના નાયકની તો આ ઊંચી ગતિ થઇ, પણ નાયિકા લીનાનું શું થયું ?

---

## પ્રકરણ ૬ ઠું.

## પુત્રવતી લીનાં—સ્વદેશ નિવાસ.

વાર્ત્તાની મનોરંજક નાયિકા લીનાએ, બાળપણથી જે જે કષ્ટો સહન કર્યા છે, તેનો બદલો બહુ ઉમદા રીતે વળી ગયો છે.

મી. જ્હોન જેવા પ્રેમાળ પતિના પ્રસંગમાં છેવટ લીના સુખી થઇ. અફઘાન સરહદનું કામ ફતેહમંદ ઉતરવાથી, જ્હોન પોતાની ડયુટીમાંથી છુટો થયો. અને તેમણે નામદાર બ્રિટિશ સરકારનો વિશ્વાસુ ચાહ મેળવવાથી તેમની ઇચ્છા મુજબ તેમના વતનમાં તેમને ઉંચો દરજ્જો આપી દીધો; એટલુંજ નહિ પણ સરહદ તરફના કાર્યમાં તેમણે જે ઉમદા સેવા બજાવી, તેનો બદલો એક ( બોનસ ) ઉચક રકમ તરીકે તેમને આપવામાં આવ્યો. મુંબઇમાં તે આવી પહોંચ્યો. એ દરમ્યાન આપણી લવલી લીનાંને એક પુત્ર પ્રસવ થયો.

ભાગ્યયોગની બલિહારી છે. લીના પણ આરોગ્યતા સહિત પુત્ર રત્નને મેળવીને પતિદર્શન કરવા અધીરી થયેલી, અંતે સુખ—શાન્તિ ભોગવ્વા લાગી. પતીને ભેટી, અને સુખ દુઃખની વાતો કરીને આનંદ પામ્યાં, અને વળતીજ મેલ સ્ટીમરમાં વિલાયત તરફ રવાના થઇ ગયાં!

મી. જ્હોનની કુશળતા અને કદર માટે પેપરમાં ઘણી તારીફ થઇ; એટલુંજ નહિ, પણ એક પુસ્તક સરહદની લડાઇનું છપાયું હતું, તે અધીરી લીનાંએ વાંચતાંજ પોતાના પ્રાણનાથને તે ફકરો બતાવવા લાગી.

"વ્હાલા જ્હોન ! આ તમારૂં જીવન-ચંદ્ર !"

"હા, વ્હાલી લીનાં ! એ ત્હારા શુભ પગલાંની નિશાની !"

અહા ! શુદ્ધ પ્રેમાળ દમ્પતીના સાત્વિક ચ્હેરાની રોશની કેવી ઝળકતી જણાય છે ! હૃદયમાં ઉભરાતા સાચા સ્નેહની છાંયા, મોં જીભ ને દાંત ઉપર કેવી ચળકતી લાગે છે ? શરીરની આરોગ્યતા કેવી સુંદર જણાય છે ?

"ડીયર જ્હોન ? પ્રભુએ આપણા પર બહુજ દયા કરી ! હું પણ તમારી આભારી થઇ !" લીના વ્હાલથી બોલી.

"સૌ સારૂં જેનું છેવટ સારૂં" એટલું કહીને હસ્તે મુખડે, સંસાર-સરોવરનાં રસીક હંસલાં, વતનના વિલાસમાં પડયાં. અને વાર્તાનો આનંદ વરસાવવા લાગ્યાં. એજ રીતે આપણી બીજી સુશીલ સુંદરી શારદા પણ પતિવાસમાં સુખ પામી !

---

## પ્રકરણ ૭ મું.

### સુંદર શારદા ! ભાગ્યોદય.

---

બ્રીફલેસ બેરીસ્ટરના લજામણા નામને ઢાંકી દઇને, ભાગ્ય-દેવીએ, આપણા સુંદરલાલ શેઠને હવે સાતમે આસમાને ચઢાવી દીધા !

ધી ઇન્ડીયન ગોલ્ડન ટ્રેઝરી બેંકમાંથી એક લાખની ડીપોઝીટ રકમ વ્યાજ સાથે મળી. સ્પીસીબેંકના ફડચામાંથી થોડી રકમ વસુલ થઈ. અને લડાઇના હીંગામને લીધે વા બીજા ગમે તે વ્યાપારી કારણે, પણ મુંબઇના શેર બજારમાં ટાટા આયર્ન-સ્ટીલના શેરોમાં થયેલી ઉથલપાથલથી બીજા શેરોને થયેલી સટ્ટાની અસરને લીધે, સુંદરદાસને જબરો તડાકો પડયો. ત્રીસ રૂપિયાના ડીફર્ડ શેરનો સત-રસો સુધી ભાવ વધી ગયો. ને સટોડીયાના સોનેરી નળીયાં, ધરા-

# બ્રીફ્લેસ–બેરીસ્ટરનો ભાગ્યોદય !
## ( ૬ )



સૌ સારૂં, જેનું છેવટ સારૂં. પૃ. ૧૭૪.

કોના ઘર પર ચડી ગયાં. આ શેર સટ્ટામાં સુંદરલાલભાઈ પણ ચડી ગયા અને આશરે કુલ બે લાખને બત્રીસ હજારની રકમ મુંબાઇ ખાતેથી વસુલ થઇ ગઇ !

અમદાવાદમાં આજકાલ સુંદરલાલ બેરીસ્ટરની વાહવા બોલવા લાગી. અને સરકારી વકીલ તરીકે ચાંદ પણ પામ્યા ! સારી સોસાઈટી મળી. વતનમાં શાન્તિ મેળવી. જો કે ખાડીયાના ગંજાવર ફ્રેન્ડો અને ખુશામતીયા ખાટલીદાસોની ખમા ખમા તો ચાલુ નહી; પણ ભાઇ બાઇની કૃપાના બળે આનંદ વૈભવ વરતાઇ રહ્યો ! આ સર્વ પ્રતાપ સુશીલ શારદાનાજ ગણાવા જોઇએ. પોતાના બ્લીફલેસ પતિને સમજાવીને, મુંબઇનો માર્ગ આડો કરીને આ સ્થળે લાવી; ને ભાગ્યદેવીએ મદદ આપવા માંડી ! જ્યારે મન શુદ્ધ થાય છે, ત્યારે પ્રભુએ પણ મદદગાર થાય છે.

આ વર્ષે શારદા બહેનને પુત્ર રત્ન મળ્યું. બ્રીફલેસ સાહેબને ત્યાં પુત્ર-પ્રદાનની પાર્ટી થઇ, અને આપણા માનવંત શેઠીયા તેમની આ ગંજાવર પાર્ટીમાં હાજર થયા—માનીતા કલેક્ટર સાહેબ, પોલીસ ખાતાના વડા અમલદાર અને કૉલેજોના પ્રોફેસરો ઉપરાંત વકીલ મંડળ પણ હાજર થઇ ગયું ! બૈરાંઓમાં સુધરેલી બાનુઓ કંઇ પાછળ રહી નહિ ! સર્વનો એક સરખો સત્કાર થયો. ઇવનીંગ પાર્ટી છતાં એક હજારનો ખર્ચ કરી નાખ્યો, અને આજથી—

**મિ. સુંદરલાલ બેરીસ્ટર સાહેબ.**

એક અવાજે પંકાયા ! બ્રીફલેસપર છેકો પડયો. અને હવેથી આ નવલ કથામાંથી પણ તે નામ ઉપર ઢાંકણુ દીધું; કેમકે

**All's well that Ends well**

તેનું સૌ સારૂં, જેનું છેવટ સારૂં. અસ્તુ!

**સમાપ્ત.**

# દેલવાડાકર–વાર્તામાળા.

